# ચંડીપાઠ.

( પ્રથમ, મધ્યમ, તથા ઉત્તરચરિત્ર )

તથા






રચી પ્રસિદ્ધકર્તા.

**શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.**

ઠે૦ આમલીરાન વાડી—સુરત.

શા. ખુબચંદ અમીચંદના "ધી સુરત જૈન એન્જીન"
પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યુ
ઠે. ખપાટીયા ચકલા—સુરત.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.

મુલ્ય ૭ આના.



# ભાવીક ભકતો પ્રત્યે બે બોલ.



સર્વ ભાવિક ભકતોને નમ્રતાપૂર્વક કહું છું કે જેમ માહાભારતમાં સર્વથી ઉત્તમ ગીતાનો પાઠ છે વળી સ્વામિનારાયણમાં શીક્ષાપત્રીકામાં સાર છે જેમ બ્રાહ્મણોને ગાયત્રી મંત્ર મોટો છે તેમ દેવી પુરાણમાં ચંડીપાઠ સૌથી ઉત્તમ છે. તે બ્રાહ્મણો વાંચે છે અગર કોઇને હરકંઈ આફત, સંકટ, વેપાર, મંદવાડ વીગેરે અનેક સંકટ પડે છે તો તે વખતે તેના જાણુ પુરૂષો ચંડીપાઠ બ્રાહ્મણ પાસે વંચાવે છે કે તેના કામ સિદ્ધ થાય છે. તે ઉપરથી મને ચંડીપાઠ પર ભાવ ઉત્પન્ન થયો. મેં સારા સારા વિદ્વાન બ્રાહ્મણો જોડે મિત્રતા કરી ચંડીપાઠમાંનો સાર પૂછી લઈ માજીના ચંડીપાઠના છંદ બનાવી માજીની ભક્તિ કરીને મારા ઇષ્ટદેવ ગુરૂ અંબા કર્યા. તે સંવત ૧૯૨૫ થી હર વર્ષે ફક્ત આસો સુદ પાંચમથી ચાર દિવસ છંદ ગાઈ નોમને દિવસે સમાપ્ત કરૂં છું તેમાં ચંડીપાઠના છંદ નિરગુણ

સ્વગુણ વૈરાગ આત્મજ્ઞાનના છંદ બનાવી માતા અંબીકામાં ગાવા શરૂ કર્યા ને હજી સુધી ગાઉં છું. શરૂ કર્યા ત્યારથી જેમ જેમ લોકોને ખબર પડતી ગઈ તેમ ઘણા લોકો છંદ સાંભળી રાજી થઈ માના ગુણ ગાવા સાથે બેસી છંદ ગાય છે. વળી ઘણા લોકોના આગ્રહથી એક એક ભાગના છંદ છપાવી પ્રસિદ્ધ કર્યા તેમાં ચાર ભાગ સુધીનાં બહાર પાડ્યા છે અને પાંચમો ભાગ બહાર પાડવો છે આ ચાર ભાગની ચોપડીઓ ખપી ગઇ છે તો તે ચોપડીમાં પાંચમો ભાગ ઉમેરી બહાર પાડવાનો વિચાર છે. આ ચોપડીઓના પૈસા ઉત્પન થાય છે, તે ધર્માદામાં વાપરવામાં આવે છે. આજથી વીસ બાવીસ વર્ષ ઉપર મરહુમ ત્રવાડી વિષ્ણુશંકર રેવાશંકર રહેવાશી સુરત આમલીરાનમાંનાને મારા ઉપર મારા ચંડી પાઠના છંદ સાંભળીઘણો સ્નેહ ભાવ ઉત્પન્ન થયો તેથી આ ચંડીપાઠને ગુજરાતીમાં અર્થ કરીને સંભળાવ્યા તેથી તેની મદદ લઈ દોહરા, ચોપાઈ, ઓખાહરણની રાહ મૂકી આ ચોપડી ચંડીપાઠની તૈયાર કરી તેથી મારે એમનું નામ પ્રસિદ્ધ કરવું યોગ્ય છે એમનો હું ઉપકાર માનું છું.

આ ચોપડી ચંડીપાઠની ગુજરાતીમાં બની ત્યારથી ઘણીવાર હું વાંચતો હતો વખતે કંઇ સંકટ પડતું તો એક ચિત્ત નાહીધોઇ શુદ્ધ દીલથી ધોએલું વસ્ત્ર પહેરી ઘીનો દીવો કરી ધુપસળી સળગાવી માતા ચંડીકાનો આ પાઠ વાંચતો

તેથી મારૂં સર્વં કામ સિદ્ધ થતું ને હજી પણ થાય છે ઘણીવાર બ્રાહ્મણ પાસે પણ વંચાવું છું તો મારૂં કામ માતા સિદ્ધ કરે છે. હવે મારી ઉમર વર્ષ ૭૩ની થઈ છે મારી જીંદગીનો ભરોસો નથી તો આ આપણી આદ્યશક્તિ ચંડીકાના પરાક્રમ વિદ્વાનો તો જાણે છે પણ મહારા જેવા અભણ અજ્ઞાનને શું ખબર પડે તેથી આ ચંડીપાઠ ગુજ-રાતીમાં છપાવી બહાર પાડયો છે. તો કોઈ વાંચી કોઈ સાંભળી કોઇ વંચાવી સાંભળશે તેના અનેક જાતના દુઃખ દૂર થશે. હવે આ ચંડીપાઠ મોટો મહામંત્ર છે મારણ વાલણ બલા–બકતર સર્વં દુઃખ દૂર કરી સુખની પ્રાપ્તિ કરશે માટે જે આ ચોપડીઓ તેમણે વાંચીને પોઠીમાં બાંધી દેજો છૂટી રખડતી મુકશો નહિ કે નાદાનને કે અજ્ઞાનને વાંચવી ઠીક નથી હવે જે ધણી વાંચવા બેસે તે શુદ્ધ જગ્યા શુદ્ધ શરીર શુદ્ધ કપડાં પહેરી વાંચજો બની આવે તો ઘીનો–દીવો ધુપસળી સળગાવી એક ચિત્ત રાખી કાનો માત્ર પડે નહિ ને શુદ્ધ વાંચજો જો અશુદ્ધ વાંચશો તો તમને દોષ લાગશે આ ચોપડીમાં ત્રણ ચરિત્ર છે પ્રથમ મધ્યમ ને ઉત્તમ જે ચરિત્ર વાંચો તે પહેલેથી વાંચવું. પહેલું ચરિત્ર સમાપ્ત થાય તો મધ્યમ પુરૂ વંચાય તેટલો વખત હોય તો બીજું ચરિત્ર હાર પાડવું ને તેથી વખત હોય તો ત્રીજું પુરૂ વાંચી સમાપ્તિ કરી

વાંચી ઉઠવું જે ચરિત્ર વાંચવા માંડયું હોય તો તે અધુરૂં મૂકી ઉઠાય નહિ તો ઘણું સારૂં છે. તેથી બનતા સુધી ઉઠવું નહિ એ ચંડીપાઠ આઠેમ, ચૌદશ રવિવાર મંગળવાર ગુરૂવારે વાંચવો ઘણો ઉત્તમ છે એ વાંચવાથી અગર બ્રાહ્મણ પાસે વંચાવવાથી માજી સર્વ કામ સિદ્ધ કરશે.

સર્વ જ્ઞાની વિદ્વાન વાંચકોને વિજ્ઞપ્તિ કરવાની કે હું કંઈ પીંગળ વ્યાકરણ જાણુતો નથી કે શબ્દ જ્ઞાન જાણુતો નથી તેથી મારાથી કંઈ શબ્દ ભુલ અગર કાનો માત્ર પડયો હોય તો તે સુધારી વાંચશો એવી મારી નમ્ર અરજ છે. આ તો એ પ્રેમ ભક્તિના ભાવથી ગાંડુઘેલું બોલી માજીના ગુણ ગાઈ માનું સ્મરણ કરવા આ કાવ્ય રચ્યું છે.

બોલો અંબેમાતકી જયઃ ॥

સુરત આમલીરાન
પોષ શુદ ૬
રવિવાર
૧૯૭૩

લી૦ અમીચંદ મોતીચંદ.



## હોહરો.

જગત્કર્તા જનુની તમે; થયા સિંહ અસ્વાર.
વેણુ વગાડે મુખ પરે; શાર્દુલ કરે થૈકાર.
રીદ્ધ સીદ્ધ આપો સર્વને: છો સૌના દાતાર.
શાસ્ત્ર વેદ વાણી તમે, ઇચ્છા શકિત ઓહુંકાર.
અકળ કળા છે તાહરી; શેષ ના પામે પાર.
મીનિટ એક ઘટે નહિ; વધે નહિ લગાર.
ચંચલ ચેતી ચતુરનર; સેવો અંબા દ્વાર.
દર્શણથી દુઃખ દૂર જશે; થશે સુખ અપાર.
મોજ ઉઠે જો મન તણી; ચંડી પાઠ છે સાર.
તીવ્ર બુદ્ધીથી વાંચજો, ભુલશો નહી લગાર
ચંતા ટળશે મન તણી; ભોગવો સુખ સંસાર.
દર્શણથી પરસન થશે; અમીચંદ કહે ઉતરોપાર.

---

## આધશક્તી અંબીકા શર્વમાં શક્તીરૂપે વ્યાપી રહ્યાં છે તેને હું નમસ્કાર કરૂં છું તેનો આ છંદ.



નિરમળ નામ અંબામા તમારૂં, ધ્યાન ધરૂં મા લેજો સલામ; શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વશોછો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ ।। નમું નીરાકાર ઇચ્છા શક્તિને બ્રહ્મા વિષ્ણું શંકર ત્રીગુણ, નમું હોમ શબ્દ ધુન ધુનકાર જ્યા શક્તિ છે સુનમાં સુન ।। નમું જમ ઇંદ્રમાં શક્તિ પાણીમાં છે રાજા વરૂણ, તે શક્તિથી રાજ ભોગવે હરનીશ ગાય અંબાના ગુણ; નમું શક્તિથી સૃષ્ટી રચી તમે કંઇક ભગતના કીધાં કામ, શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ. ।। ચોક ૧

નમું શક્તિ રૂપે તું જ્યાં છે, નમું શક્તિથી રહયો સંસાર, નમું નવદુર્ગા નવખંડ પૃથ્વી, નવ કુલ નાગ કરે ફુંકાર ।। નમું શક્તિ જે શેષ નાગમાં, ફેણપર પૃથ્વીનો ઝીલ્યો ભાર, નમું શક્તિથી માર્યા દૈત્યને, લવણુ સંગતો

ધરી અવતાર ॥ તનમાં રમેતું, મનમાં રમેતું, સઘળે વ્યાપીક ઠામોઠામ; શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વશોછો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રમામ ॥ ચોક ૨

કળી કાળમાં સાચી દેવી, ચંદીકા ચાચરવાળી નમું નરબદા ગંગા જમના; તે શક્તિથી જાય ચાલી ॥ નમું ચંદ્ર સુરજમાં શક્તિ, કરે દુનિઆની રખેવાળી, નમું નમું નીચો વલી વલીને, અંબામા બહુચર બાળી ॥ હવે અંતર ન રાખો અંબામા, મારે તારા દરશનનું કામ; શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વશોછો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.

ચોક ॥ ૩

એક ત્રીશુળ બીજો ઘીનો દીવો, ત્યાં તો માજી તમારો વાસ; આજ આનંદ ભેર કરૂં રમરણ, મને દરશણ દો મારી પુરોઆશ. તનમનમાં રમ રહી મંમાયા, તેરે દરશણ બીન રહુ ઉદાસ, અંબા નામ ભજું મુખ જ્યાં જાઊં ત્યાં કર જોડી કહું તારો દાસ; **અમીચંદ** કહે હાથ જોડી, મને દરશણ આપો આણે ઠામ, શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ. ચોક. ૪.

---

છંદ તથા ચર્ચાપાઠના કર્તા.



શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી. ( હાલ ઉમર વર્ષ ૭૩ )



**દેવી ભકત શા૦ મગનલાલ મોતીરામ.**

( રેશમી તથા સુતરાઉ કાપડના વેપારી, બુરાનપુરી ભાગળ-સુરત. )

Jain Engine P, Press Surat,

શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી સરસ્વત્યૈનમઃ ॥ શ્રી ગુરૂભ્યોનમઃ ॥

# અથ શ્રી માર્કંડેયપુરાણમાંના દેવી માહાત્મ્ય જે ચંડી પાઠ કેહેવાય છે તેનું પ્રાકૃત કવીતામાં કર્યું છે; તે આખ્યાન લખ્યું છે.

શ્રી ગુણાતીત ગણપતીને નમું, ચરણે નાંમી શીશ ॥
સુગ્મકુંભથી શીશ શોભે, નાસિકા શુંઢ છે ઇશ ॥ ૧ ॥
લંબોદર શોભે ઘણું, અતીત બાહુચાર ॥
ઉભય ચરણે થાય છે, નેપુરનો ઝમકાર ॥ ૨ ॥
આભુષણ અતી ઓપતાં, શુભ વસ્ત્ર ધરીયાં અંગ ॥
શોભા તેની શી વર્ણવું, જેના ભાત ભાતના રંગ ॥ ૩ ॥
એવા દેવને પ્રણામ કરીને, માગું વર એક એહ ॥
વળી સ્તવન કરૂં છઊં સરસ્વતીનું, ઇચ્છાપુરે જેહ ॥ ૪ ॥
ઇચ્છા માહારી એહ છે, તે કહું છઊં શીરનામી ॥
અલ્પ બુદ્ધી વડે ઇચ્છું, તે પૂર્ણ કરો શીઘ્રગામી ॥ ૫ ॥
મારકંડેયના પુરાણ મધ્યે, દેવી કેરૂં જે ચરીત્ર ॥
ચંડીપાઠ જેને કેહે છે, મહાત્મ્ય જે છે વીચીત્ર ॥ ૬ ॥

અદભૂત ચરીત્ર એ ચંડી કેરૂં, કેહેતાં ન આવે પાર ॥
પુરાણમાં જે કથન કર્યો છે, મહાત્મ્ય કેરો સાર ॥ ૭ ॥
પદબંધ કરી તે હું કહું, છઉં અલ્પ મતીનો પ્રાણી ॥
સરસ્વતીને શીર નમાવી, માગું એવી વાણી ॥ ૮ ॥
એક સમે માર્કંડેયરૂષીના, આશ્રમ પ્રત્યે જાણ ॥
વ્યાસ કેરા શીષ્ય મોટા, છે રૂષીમાં પ્રમાણ ॥ ૯ ॥
જૈમુની તેહેનું નામ છે, તે આવ્યા આશ્રમ તેહ ॥
પ્રણામ કરી ઉભા રહ્યા, મારકંડેય રૂષીને જેહ ॥ ૧૦ ॥
દર્ભાસન આપ્યું રૂષીયે, આદર ભાવ કરી સાર ॥
કુશળ વાત પુછી સર્વેની, પામ્યા હર્ષ અપાર ॥ ૧૧ ॥
જૈમુની બોલ્યા તવ સમે, સાંભળો રૂષી માહારાજ ॥
અદભૂત ચરીત્રો મેં સાંભળ્યાં, કૃષ્ણ શીવનાં શાજ ॥ ૧૨ ॥
વળી ગણપતી કેરાં સાંભળ્યાં, ને રામ ચરીત્ર વીશાળ ॥
પણ ઈચ્છા છે સુણવા તણી, જે ચંડી માહાત્મ્ય રસાળ ॥ ૧૩ ॥
તે સાંભળવા આવ્યો તમ પાસે, કહું છઉં શીરનામી ॥
કૃપા કરી સંભળાવો મુજને, અધીકારી છો સ્વામી ॥ ૧૪ ॥
આદ્ય શક્તિ એ માયા રૂપ છે, પાર ન જાણે કોય ॥
સેવા કરે છે નીત્ય જેની, બ્રહ્મા વીષ્ણુ શીવ સોય ॥ ૧૫ ॥

એવું શુણીને રૂષી વદે છે, શુણે જૈમુની રૂષી ॥
અતી ઉત્તમ એ પ્રશ્ન કહ્યું તે, ઘણો થયો હું ખુશી ॥ ૧૬ ॥
વલણ ॥ ખુશી થયો હું અતી ઘણો, કેહે માર્કંડેય રૂષી રાયરે ॥
ચંડી ચરીત્ર કહું સહી, તે સાંભળ જૈમુની સારરે ॥

॥ રાગ ॥

બોલ્યા માર્કંડેય રૂષી મુખવાણી, સાંભળ જૈમુની ધીરજ આણી ॥૧॥
ચૌદસનું કહેવાય સાર, કરે રાજ્ય સકળ સંસાર ॥૨॥
રવી પુત્ર સાવર્ણી જેહ, મનુ આઠમો કહીયે તેહ ॥૩॥
તેના જન્મની વાત તુને કહું, વીસ્તારથી હું જે લહું ॥૪॥
પણ માયાની કૃપાવડે, સૃષ્ટી આરંભે મનુ આવી અડે ॥૫॥
મનુકેરા રાજ્યમાં સહુ, નીશ્ચે જાણો જે હું કહું ॥૬॥
તે મધ્યનો સાવર્ણી એક, તેથી પુર્વનો ત્રીજો વીશેક ॥૭॥
સ્વારો ચીષનામ જેહેનું, વર્ણન કરૂં હું તેના સમયનું ॥૮॥
મૈત્ર કુલનો સુરથ જે રાય, સર્વ પૃથ્વીનું કરે રાજ્ય ત્યાંય ॥૯॥
પુત્રવત પ્રજા સર્વ પાળે, દુઃખીત કો નહી નેત્રે ભાળે ॥૧૦॥
એવું રાજ્ય કરે છે ભુપાળ, પરીમાણ તેનું છે વીશાળ ॥૧૧॥
વન કેરો રાજા થયો એક, વરાહ ભક્ષ કરે વીશેક ॥૧૨॥

અતી બળીઓ તે રાય શોહ, પરાક્રમમાં બીજો નવ કોય ॥૧૩॥
તેની સાથે બહુ યુદ્ધ થયું, મુખે નવ જાયે તે કહ્યું ॥૧૪॥
સુરથ કેરો પરાજય થયો, નીજ નગ્રમાં આવી રહયો ॥૧૫॥
થોડું રાજ્ય રહ્યું નીજ હસ્ત, શત્રુ ભયથી નવ રહયો સ્વસ્ત ॥૧૬॥
વળી મંત્રી પોતાના જેહ, બીજા અન્ય ચાકરો તેહ ॥૧૭॥
કુબુદ્ધી કરી તે સર્વેમન, હર્યૂં રાજ્ય ને સર્વે ધન ॥૧૮॥
ગયું રાજ્ય ને દ્રવ્ય સર્વ, નાઠો ત્યાંથી મુકી ગર્વ ॥૧૯॥
મૃગયા કારણ જાઉં છું સાર, એમ કહિ પંથે પળ્યો નીરધાર ॥૨૦॥
અઘોર વંન તે ગયો જ્યારે ॥ દ્વીજ આશ્રમ દીઠો એક ત્યારે ॥૨૧॥
રમણીક વન શોભે અતિ, જોતાં હરખ્યો રૂડી મતી ॥૨૨॥
લતા વૃક્ષથી શોભે અપાર, ફળફુલભર્યાં અતી શાર ॥૨૩॥
વ્યાઘ્ર અજા ફરે છે સાર, નથી વૈર કોઈની સંગાથ ॥૨૪॥
મુની કેરા શિષ્યો ભણે વેદ, તેનો નવ જાણે કો ભેદ ॥૨૫॥
મુની પાસે છે શિષ્યો ઘણા, શોભામાં તાં નહી કંઈ મણા ॥૨૬॥
આવ્યો રાય મુની કેરી પાસ તે આશ્રમે કર્યો અવાશ ॥૨૭॥
મેધાવી મુની નામે જેહ, કીંચીત માન આપે રૂષી તેહ ॥૨૮॥
તે મુની કેરા આશ્રમમાંહે, ફરે રાય ભટકતો તાંહે ॥૨૯॥
ચીંતાતુર ફરે છે રાય, કષ્ટ સંભારે નીજ મનમાંહે ॥૩૦॥

મુજ પીતા ભોગવતા જેહ, ખોયું રાજ્ય સર્વે મેં તેહ ॥૩૧॥

પ્રજા બંધુ જે માહેરાં, હોસે સુખમાં તે સર્વે ખરાં ॥૩૨॥

ધર્મ રાજ્ય તે ઉપર જાણુ, કરંતા હોશે કો નીરવાણુ ॥૩૩॥

મુજમંત્રી હોસે સ્વસ્તી, મદમાતંગ સર્વે હસ્તી ॥૩૪॥

શત્રુ વશ થયા તે સર્વ, રહ્યા હોસે મુકીને ગર્વ ॥૩૫॥

નથી જાણુતો હું તેની પેર, આવ્યો જ્યારથી આણી મેર ॥૩૬॥

ખોરાક પામતામુજ માતંગ, શુષ્ક થયાં હોશે તેનાં અંગ ॥૩૭॥

દ્રવ્ય વામતા મુજ પ્રધાન, ખાતા નત્ર હોશે મુખે ધાન ॥૩૮॥

દ્રવ્યના ભર્યા મુજ ભંડાર, શત્રુ હસ્ત ગયા નીરધાર ॥૩૯॥

વ્યર્થ કાંમે તે સર્વે જાય, એમ ચીંતા કરે છે રાય ॥૪૦॥

અનેક વીપીના કરે ઉચાટ, ફરતો ફરે મુની આશ્રમ વાટ ॥૪૧॥

આશ્રમ એક વીપ્રનું જ્યાં, આવ્યો રાય ઉદાશીન ત્યાંય ॥૪૨॥

દીઠો વૈશ્ય એક શોકે ભર્યો, રાય પાસે આવી તે ઉચર્યો ॥૪૩॥

કોણુ છે તું આવ્યો શું કામ, ચીંતાતુર દીશે એ મુખ શ્યામ ॥૪૪॥

દ્રવ્યવાન દીશો વીશાળ, નેત્ર રંગ દીશે કેમ લાલ ॥૪૫॥

વચન રાય તે શ્રવણે શુણી, બોલ્યો વૈશ્ય તે નમ્ર વાણી ॥૪૬॥

વૈશ્ય જાતી છઉં હું માહારાજ, સમાધી નામ મુજ
જાણો આજ ॥૪૭॥

ઉત્તમ કુળ હું જન્મ્યો સાર, અનંત દ્રવ્ય ભર્યાં ભંડાર ॥૪૮॥
સ્ત્રી પુત્ર મારાં છે જેહ, દુષ્ટ બુદ્ધી છે સર્વે તેહ ॥૪૯॥
દ્રવ્ય લોભ ને કારણ સાર, મુજને જાણે શત્રુ અપાર ॥૫૦॥
તે દુખથી મે છાંડયું સર્વ, આવ્યો અહીં મુકીને ગર્વ ॥૫૧॥
પુત્ર મીત્ર સ્ત્રી ને ભંડાર, સગાં સહોદર છે અપાર ॥૫૨॥
મુકી સર્વને આવ્યો વંન, દુખીત છે તેથી મુજ મન ॥૫૩॥
સુખી છે કે દુઃખી તેહ, નથી જાણતો હું તેની છેહ ॥૫૪॥
નીરભયપણે છે સદાય, કે તેના દુખમાં દીન ગમાય ॥૫૫॥
સદાચરણી છે કે દુરાચરણી, તેની ચીંતા મુજ મન ઘણી ॥૫૬॥
તવ બોલ્યા રાય સુરથ, શું જાણવાનો તુંને અર્થ ॥૫૭॥
જેના દુખથી છોડયો તેં દેશ, નથી પામતો તેથી કેમ કલેશ ॥૫૮॥
કેમ પ્રીતી ધરે છે મન, જેનાથી ભોગવે છે તું વન ॥૫૯॥
બોલ્યો તવ વૈશ્ય સમાધી, મુજ મનની જાણો અવધી ॥૬૦॥
શું કરવા પ્રશ્ન મુને કરો, હૃદય કઠણ કરવા નવ આશરો ॥૬૧॥
પતી પિતાનો સ્નેહ નવ રાખે, પણ રેહેવા વનવેત પાખે ॥૬૨॥
ભોળો સ્વભાવ મારો છે જાણ, દુષ્ટ જાણું છઊં તેને નીરવાણ ॥૬૩॥
પણ પ્રીતી થાય મુજ હૈયે, વર્ણંન મુખે શું કહીયે ॥૬૪॥
ધીઃકારૂં તેને હું કેમ આજ, દ્વેષ રાખતાં આવે લાજ ॥૬૫॥

કહે માર્કંડેય જમુની પ્રત્યે, વૈશ્યરાયની સર્વે ગત્યે ॥૬૬॥
બન્ને આવ્યા મુનીને આશ્રમ, આદરભાવે કીધો આવાગમ ॥૬૭॥
દર્ભાસને બેસાડયા બેહુ, કુશળતા પુછી ત્યાં સહુ ॥૬૮॥
મુની પ્રત્યે બોલ્યા રાય વાણી, મોટા રૂષી છો પુરૂષપુરાણી ॥૬૯॥
અધીક ઐશ્વર્ય છે અનુપ, મુનીમાં મોટું તમ સ્વરૂપ ॥૭૦॥
પુછું સંદેહ મુજ મન જેહ, કૃપાકરી ટાળો મુની તેહ ॥૭૧॥
સર્વ રાજ્ય સમૃદ્ધી ગઈ, બુધી વ્યગ્ર તો મારી થઈ ॥૭૨॥
કાયર થયો ચીંતાએ કરી, નવ કેહેવાય મુખે વીસ્તારી ॥૭૩॥
દુઃખે આવ્યો હું આ વન, પણ પ્રીતી નવ જાય મુજ થકી મન ॥૭૪॥
એવી સ્થીતીનો આ વૈશ્ય જાણો, પુત્ર મીત્ર ઉપર રાખે સ્નેહ ઘણો ॥૭૫॥
સ્રીમાં પ્રીતી રાખે અતી, સહોદરમાં રાખે છે મતી ॥૭૬॥
માહાભાગ્ય મુની છો તમો, જાણવા ઈચ્છું તમથી હમો ॥૭૭॥
જ્ઞાન જાણીએ હમો બહુ, મોહ જાળમાં બુડયા બેહુ ॥૭૮॥
મુઢની પેઠે ભખીએ અવાર, કાયરપણું ન આવે સંસાર ॥૭૯॥
રૂષી બોલ્યા તવ મુખે વાણુ, મોટા રાય છો ચતુર સુજાણુ ॥૮૦॥
આ વૈશ્ય છે પુણ્યશીલ, એનું મન કોમળ અતી ઢીલ ॥૮૧॥

શુણો બન્ને કહુ જે વાણી, જીવત્વ ઇચ્છે સર્વ પ્રાણી ॥૮૨॥
હોય ડહાપણ સર્વમાં જાણ, બુદ્ધીબળ અતી નીરવાણ ॥૮૩॥
સર્વ જીવમાં બુદ્ધીનું જોર, જેમ પશુમાં હોય કીશોર ॥૮૪॥
કેટલાંક પ્રાણી દીવસે અંધ, નીશાએ કેટલાંક નેત્ર બંધ ॥૮૫॥
રાત્રીદીવસ નવ દેખે તેહ, એવાં પ્રાણી સૃષ્ટીમાં છેહ ॥૮૬॥
રાજ્યપદ્ધી પામે જે જન, જ્ઞાન દીશે છે તેને મન ॥૮૭॥
ન જાણે તે જ્ઞાન જે ખરૂં, વીસ્તાર શું હું તેનો કરૂં ॥૮૮॥
પશુપક્ષીમાં જ્ઞાન તો હોય, સમાન જ્ઞાની સરવે કોય ॥૮૯॥
પક્ષી જ્ઞાન જાણે સર્વથા, ક્ષુધા થકી પામે છે વ્યથા ॥૯૦॥
તોપણ પ્રેમ તેનો નવ જાય, ખણે ચાંચથી પૃથ્વી માંય ॥૯૧॥
કાહાડે કણ પૃથ્વી માંહેથી, નીજ પુત્રોને આપે હેતથી ॥૯૨॥
રાય થઈ કેમ થયા અજાણ, પ્રાણીમાત્ર એહેવા નીરવાણ ॥૯૩॥
પરસુખના તે કારણ સાર, નીજ પુત્રોમાં પ્રીતી અપાર ॥૯૪॥
પામી કષ્ટ નીજ પુત્રો પોષે, નીજ દુખ મનમાં નવ શોષે ॥૯૫॥
મોહજાળ એવી છે ભારી, ગુણ તેના કહું વીસ્તારી ॥૯૬॥
માહામાયા પ્રભાવથી જાણ, સ્થાપન થઈ સૃષ્ટિ નીરવાણ ॥૯૭॥
થયા જગપતી યોગ નીદ્રા, ને વસ હરણ કરૂં માયાએ
સરવસ્વ ॥૯૮॥

એમ માયાવશ હરી થયા, મોહજાળમાં આવી રહ્યા ॥૯૯॥
તેથી જગ્ત માયામય થયું, માયા વીનાનું કો નવ રહ્યું ॥૧૦૦॥
એવી દેવી ભગવતી સાર, માયામય કીધો સંસાર ॥૧૦૧॥
જ્ઞાની કેરાં ખેંચ્યા છે મન, માયાવીનાં નવકોટી ભુવન ॥૧૦૨॥
નીજ બળથી આકર્ષણ કરે, તે બળથી નવ કો ઉગરે ॥૧૦૩॥
સચરાચર જગ્ત જે સાર, સર્જ્યું દેવીએ તે નીરધાર ॥૧૦૪॥
થાય પ્રસન્ન દેવી જેહને, મુક્તી આપે છે તેહને ॥૧૦૫॥
નીજ હેતુ પમાડે પાર, દેવી તુષ્ટ થાય જેવાર ॥૧૦૬॥
સંસાર કેરાં બંધન કહાવે, સુરેશ્વરી જેને વર આપે ॥૧૦૭॥
બોલ્યો રાય તવ મુખવાણી, વીસ્તારી કહો ને પુરૂષ પુરાણી ॥૧૦૮॥
કોણ દેવી ને શું છે નામ, કીધાં અદભુત જે તેણે કામ ॥૧૦૯॥
સ્વભાવ તેનો કહેવો જાણ, કીધાં સ્વરૂપ કેવાં નીરમાણ ॥૧૧૦॥
સુણવા કેરી ઈછા ઘણી, કૃપા કરો રૂષી પ્રતી આણી ॥૧૧૧॥
બ્રહ્મ રૂપ માયા કહીયે, સર્વોત્કૃષ્ટ જેને લહીયે ॥૧૧૨॥
તેનાં કહો તમો ચરીત્ર, દેવીએ કીધાં જે વીચીત્ર ॥૧૧૩॥
તવ બોલ્યા રૂષી મહારાજ, સુણો રાય કહું જે આજ ॥૧૧૪॥
નીરંતર હાસ્ય તેનું સ્વરૂપ, રચી સૃષ્ટી જે છે અનુપ ॥૧૧૫॥
તેની ઉત્પત્તીનો વીસ્તાર, સુણજો કહું છું વારંવાર ॥૧૧૬॥

દેવ કાર્ય કરવાને અર્થ, ઉત્પન્ન થાય દેવી સમર્થ ॥૧૧૭॥
કલ્પાંતે પૃથવી જલ માંહે, બુડે પ્રાણી સર્વે તાંહે ॥૧૧૮॥
યોગ નીદ્રા વિભુ આદરે, શેષ ઉપર શયન કરે ॥૧૧૯॥
તે સમયે દૈત્યો જાણુ, કર્ણમેલથી પ્રગટયા નીરવાણુ ॥૧૨૦॥
મધુતા કૈટભ કહીએ, ઉભય કેરાં નામ લહીયે ॥૧૨૧॥
નાભી કમળથી બ્રહ્મા પ્રગટ્યા, ઉભય દૈત્ય ભયથી અટકયા ॥૧૨૨॥
આવ્યા હણવા દૈત્યો તેહ, લહ્યું સર્વે બ્રહ્માએ તેહ ॥૧૨૩॥
પેઠા કમળમાં પાછા સહી, દૈત્યોયે તવ દીઠા નહી ॥૧૨૪॥
દૈત્યોયે તાં દીઠા હરી, સુતા શેષની શૈયા કરી ॥૧૨૫॥
રાખ્યું એકાગ્ર બ્રહ્માએ મન, યોગ નીદ્રાનું કીધું સ્તવન ॥૧૨૬॥
યોગ નીદ્રા તમો કૃપા કરો, હરી નેત્રથી માયા આવરો ॥૧૨૭॥
વીશ્વેશ્વરી તમો છો માત, જગ્ત ઉધારણ તમો સાક્ષાત ॥૧૨૮॥
ઉત્પત્તી સ્થીતી સંહારકારીણી, અતુલ તેજ શોભા તારૂણી ॥૧૨૯॥
વળી બોલ્યા બ્રહ્મા વીશેષ, સ્વાહા સ્વધાતુ છે નીઃશેષ ॥૧૩૦॥
વષટ્કાર સુધાતું વળી, અક્ષરરૂપે સર્વે મળી ॥૧૩૧॥
આદીઅનાદિ છે તુજ રૂપ, ત્રીમાત્ર અર્ધમાત્ર અનુપ ॥૧૩૨॥
અખંડ અચળ રહી તું જાણુ, સંધ્યા સાવીત્રી તુંજ પ્રમાણુ ॥૧૩૩॥
જગત માત દેવી છો તમો, સર્વ થકી પર જાણ્યું હમો ॥૧૩૪॥

સર્વ વીશ્વની તું ધરનાર, ત્રીભુવન સરજ્યું તેં નીરધાર ॥૧૩૫॥
પાલણુ કરે તું દેવી રૂપે, અમલ છે તું તેજ સ્વરૂપે ॥૧૩૬॥
સૃષ્ટી કેરૂં તત્વનું સાર, કરે પાલન તું સકળ સંસાર ॥૧૩૭॥
સંહાર કરનારી તું છે માત, કાર્યરૂપ ધરો વિખ્યાત ॥૧૩૮॥
જગ્ત માયામય કીધું તમે, સર્વ વીશ્વ માયામાં ભમે ॥૧૩૯॥
મહાજ્ઞાન રૂપ તું રશાળ, માહામાયા છે તું વીશાળ ॥૧૪૦॥
માહામેધા મોટી બુદ્ધી કહીયે, તે રૂપે તુજને સર્વ લહીયે ॥૧૪૧॥
શ્રેષ્ટ સ્મૃતીરૂપ તું દેવી, માહા મમતામય દીશે જેવી ॥૧૪૨॥
મોહમય તારૂં છે સ્વરૂપ, દેવી ભગવતી પ્રતાપ અનુપ ॥૧૪૩॥
આશ્વીન વદ ચતુદર્શી આવે, કાલરાત્રી તે દીન કહાવે ॥૧૪૪॥
માઘ વદ ચતુરદશીનો દીન, માહારાત્રી કહી એણે દીન ॥૧૪૫॥
શ્રાવણ વદ અષ્ટમી બુધવાર, રોહીણી નક્ષત્ર આવે તે સાર ॥૧૪૬॥
એવો દીવસ આવે જ્યારે, મહારાત્રી કહીયે ત્યારે ॥૧૪૭॥
એ ત્રણે દીવસની રાત્રી જાણુ, યોગ કહ્યા શાસ્ત્રે નીરવાણુ ॥૧૪૮॥
ભયાનક એ ત્રણે રાત્ર, વ્યાપી રહી દેવી તુજ ગાત્ર ॥૧૪૯॥
શ્રી ઈશ્વરી શકિત કહીયે, બુદ્ધી બોધ લક્ષી તું લહીયે ॥૧૫૦॥
લજ્જા પુષ્ટી તુષ્ટી તુજ રૂપ, શાંતી ક્ષાંતિ તું અનુપ ॥૧૫૧॥
ખડગ ત્રીશુળ ગદા ને ચક્ર, શંખ બાણુ ધનુષ છે વક્ર ॥૧૫૨॥

પરીઘ ભુષંડી આયુધ સાર, દેવી હસ્ત શોભે નીરધાર ॥૧૫૩॥

ભક્ત ઉપર તું કૃપા કરે, દુષ્ટોને ક્રોધથી આવરે ॥૧૫૪॥

શ્રેષ્ટમાં શ્રેષ્ટ અતી તુજ રૂપ, માહાદેવી શ્રેષ્ટ ઉત્તમ અનુપ ॥૧૫૫॥

નાની મોટી વસ્તુ જેહ, સત્ય અસત્ય કહીયે વળી તેહ ॥૧૫૬॥

તે સર્વમાં શક્તિ તુજ રૂપ, તુજ ભક્તિ વીનાં કોણુ અનુપ ॥૧૫૭॥

તુજ ઈચ્છાએ કરીને જાણુ, સૃષ્ટી કરી મેં નીરમાણુ ॥૧૫૮॥

પાલન કરે વીભુસંસાર, કરે પ્રલય રૂદ્રા અવતાર ॥૧૫૯॥

તેને નીંદ્રાવશ તેં કીધા, તુજ માયામાં લપટી લીધા ॥૧૬૦॥

એવી શક્તી છે દેવી તારી, સ્તુતી કરવા નથી કોઈ

અવતારી ॥૧૬૧॥

બ્રહ્મ વીષ્ણુરૂદ્ર સ્વરૂપ, તાહારી માયામાં ભમે અનુપ ॥૧૬૨॥

સરજે પાલે ને સંહારે, ભક્તજનોને તું આધારે ॥૧૬૩॥

કોણુ ન કરે તારા વખાણુ, તુજ શક્તિ વડે હરે સર્વના પ્રાણુ ॥૧૬૪॥

સ્તુતી કરૂંછું માત તાહારી, કરો ભયથી મુક્ત મુને આવરી॥૧૬૫॥

શ્રેષ્ટ સ્વભાવ તારો છે અતી, ઊભય દૈત્ય કરો મોહમતી ॥૧૬૬॥

મોહજાળ નાખો નીરધાર, વીષ્ણુસ્વામી સર્વ સંસાર ॥૧૬૭॥

કરો જાગ્રત તેને આ દીન, યોગ નીદ્રાથી તમ આધીન ॥૧૬૮॥

કરો નીદ્રા તેની તમો દુર, મારે મધુકૈટભ અસુર ॥૧૬૯॥

બોલ્યા મુની રાય પ્રત્યે જાણુ, એવી સ્તુતી કરી બ્રહ્મ નીરવાણુ॥૧૭૦
તામસી સ્તુતી કહીયે એહ, કરી બ્રહ્માએ સર્વ જેહ ॥૧૭૧
તવ સમે નીકળી દેવી, વીષ્ણુ શરીરથી કહ્યું તેવી ॥૧૭૨
નેત્ર નાસિકા હુસ્ત ચાર, હૃદય માંહેથી નીકળ્યાં તેવાર ॥૧૭૩
નાભીકમળમાંથી બ્રહ્મા પ્રગટયા, સનમુખ આવી તે અટકયા ॥૧૭૪
તવ વીષ્ણુ જાગ્રત ત્યાં થયા, દેવી શક્તીયે આવરી માયા ॥૧૭૫
શેષ શયનથી બેઠા તે દેવા, જોયા બ્રહ્માને કરતા સેવા ॥૧૭૬
મધુકૈટભને દીઠા વલી, બેહુ દૈત્યો છે અતી બલી ॥૧૭૭
બેહુ પૃથ્વીમાં રમતા, બળ પ્રાક્રમે સરખા મળતા ॥૧૭૮
રક્ત નેત્ર કરી ધાયા તેહ, આવ્યા બ્રહ્મા બેઠા જ્યાં છેહ ॥૧૭૯
હણવા કીધું તેણે મંન, બ્રહ્મા વીષ્ણુને થયા આધીન ॥૧૮૦
તવ ઊઠયા વીષ્ણુ બળ કરી, ઊભય દૈત્ય શું યુધ આચરી॥૧૮૧
બાહુબળથી બન્યો અડયા, પાંચ હજાર વર્ષ સુધી લડ્યા ॥૧૮૨
માયા મોહથી દૈત્યો અતી, ઊન્મત્ત જેની છે મતી ॥૧૮૩
કેહેવા લાગ્યા વીષ્ણુને તેહ, માગ ઈછા હોય જેહ ॥૧૮૪
તવ વીષ્ણુ કહે મુખ વાણુ, મૃત્યુ તમારૂં કોહો નીરમાણુ ॥૧૮૫
મુજ હુસ્ત થકી તે હોય, બીજો વર નવ જોઈએ શોય ॥૧૮૬
રૂષી કેહે રાયને વચન, દેવી માહાત્મ્યનું કહું કથન ॥૧૮૭

કમળનેત્ર વીષ્ણુ તે લહીયે, વરલોભી અસુર તે કહીએ ॥૧૮૮
જલમય દીઠું છે જગત, કરી વીચાર બોલ્યા આશક્ત ॥૧૮૯
કેહે વીષ્ણુને એ સમર્થ, સાંભળ કહીએ જે તેનો અર્થ ॥૧૯૦
તમ યુદ્ધથી થયા સંતુષ્ટ, કહીએ મૃત્યુ હમારૂં જે દુષ્ટ ॥૧૯૧
જળ વીનાની પૃથ્વી જ્યાંય, મૃત્યુ હમારૂં કહીએ ત્યાંય ॥૧૯૨
રૂષી કહે રાયને સાર, કહ્યું મૃત્યુ દૈત્યોએ જાર ॥૧૯૩
શંખ ચક્ર ગદા વીશાળ, પદ્મ સહીત આયુદ્ધ રસાળ ॥૧૯૪
ધરતા જનાર્દન નીજ હસ્ત, અસ્તુ કહી રહ્યા ત્યાં સ્વસ્ત ॥૧૯૫
નીજ જંઘાને પૃથ્વી લહી, બેઠા નારાયણ વીચારી તહીં ॥૧૯૬
બન્યો અસુરના મસ્તક જેહ, નીજ ઊરૂ ઉપર મુકયાં તેહ ॥૧૯૭
મુકયું ચક્ર તે ઉપર જાણ, શીશ છેદ્યાં તેનાં નીરવાણ ॥૧૯૮
પડયા પૃથ્વી ઉપર જ્યારે, પ્રસન્ન થયા બ્રહ્મા ત્યારે ॥૧૯૯
એવાં કીધાં બહુ વીધીનાં કર્મ, માયા શક્તિનાં એ આચર્ણ ॥૨૦૦
સ્તુતી કરી બ્રહ્માએ ત્યાં ઘણી, પ્રસન્ન થઈ નવખંડના ધણી ॥૨૦૧
પ્રથમ ચરીત્ર આ પુરૂં થયું, મધુકૈટભ મૃત્યુ જે કહ્યું ॥૨૦૨
વળી બીજો દેવી ચરીત્ર, કહું તુંને જે છે વીચીત્ર ॥૨૦૩
શીત્તોતેર ને વળી અરધો જાણ, કહ્યા શ્લોક એટલા પુરાણ ॥૨૦૪
ષટ બંધ કીધા વીશાળ, દ્વીશતને વળી ચાર ગશાળ ॥૨૦૫

અધ્યાય પુર્ણ થયો છે એક, નમી વીષ્ણુ કેહે વીશેક ॥૨૦૬
અમીચંદ સદા ગુણ ગાએ, પુત્ર જાણી કરો રક્ષાએ ॥૨૦૭

॥ ઈતી શ્રી માર્કંડેય પુરાણે શાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે મધુકૈટભ વધો નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥



# મધ્યમ ચરિત્રનો આરંભ.

## રાગ

રૂષી બોલ્યા તે શુભ વચનજી, સુણુ રાય શુર થયા વનજી
વૈશ્ય સુણો તમો કથાયજી ॥ ઢાળ ॥
કથા શુણો બન્યો તમો, ચંડી કેરી રશાળ ॥
કીધાં પુર્વે ચરીત્ર અદભુત, વીવીધ ભાત વીશાળ ॥ ૧ ॥
દેવ દૈત્યનું યુદ્ધ થયું છે, સત વર્ષ પર્યંત ॥
દેવ કેરો ઇંદ્રરાય, તેણે કર્યું યુદ્ધ અનંત ॥ ૨ ॥
મહીષાસુર જે દૈત્યનો રાજા, તે શું યુદ્ધ થયું અપાર ॥
પરાજય પામ્યા દેવ સર્વે, નાઠા તે કરી વીચાર ॥ ૩ ॥
બેઠો મહીષાસુર ઇંદ્રાસને, જઈ ભોગવે વીવીધ ભોગ ॥
દેવ સર્વે ટોળે મળીને, આચરે તપયોગ ॥ ૪ ॥
બ્રહ્માને આગળ કરી, ચાલ્યા સર્વે દેવ ॥
હરીહર કેરી પાસ આવ્યા, ઇંદ્ર સહીત તતક્ષેવ ॥ ૫ ॥
નીજ દુઃખ સર્વ માંડી કહ્યું, જે કીધું કર્મ અસુર ॥
લઇ બેઠો ઇંદ્રાસન પોતે, નામે મહીષાસુર ॥ ૬ ॥

ઈંદ્ર સુર્ય ને વાયુ અગ્ની, ચંદ્ર વરૂણ ને યમ ॥
તે સર્વના બેઠા લઇને, હતા જે આશ્રમ ॥ ૭ ॥
અધીકાર સર્વના એણે લીધા, નવ રહ્યા કોની પાસ ॥
ધામ છોડી આવ્યા સર્વે, દુઃખીત થઈ તમ પાસ ॥ ૮ ॥
સ્વર્ગ મુકી ગયા પૃથ્વી, દેવાદીક જે સર્વ ॥
અનેક સ્થાન ભટકે પૃથ્વીમાં, મુકીયો પોતે ગર્વ ॥ ૯ ॥
શત્રુ કેરો પરાજ્ય કરવા, આવ્યા હુમો તમ પાસ ॥
સંહાર કરો મહીષાસુર કેરો, પુરો દેવની આશ ॥ ૧૦ ॥
એવાં વચન સુણુતાં તત્ક્ષણ, મધુસુદન થયા સાવધાન ॥
ક્રોધે ચડ્યા માહાદેવ પોતે, ભ્રગુટી ચડાવી જાણ ॥ ૧૧ ॥
આશ્ચર્ય થયું એક તવ સમે, બ્રહ્મા વીષ્ણુ શીવ જેહ ॥
ત્રણેના મુખથી તેજ નીકળ્યું, દીવ્ય મોટું તેહ ॥ ૧૨ ॥
ઈંદ્રાદીક દેવતાના મુખથી, નીકળ્યાં તેજ અવાર ॥
તે સર્વ એકત્ર થવાથી, થયો તેજનો ભંડાર ॥ ૧૩ ॥
બળતો પર્વત હોય જાણે, ચાલી જ્વાળા તેની દશોદીશ ॥
દેવ સર્વ જોતા હવા, તે બ્રહ્મ વીષ્ણુસહ ઈશ ॥ ૧૪ ॥
સર્વ દેવનું એકત્ર તેજ તે, અતુળ દીસે છેક ॥
અનુપમ કાંતી તેહની થઈ, સ્ત્રી રૂપ તે એક ॥ ૧૫ ॥

શીવના તેજથી મુખ થયું, વીષ્ણુ તેજથી હસ્ત ॥
બ્રહ્મા તેજથી પાગ થયા, યમ તેજ કેશ સમસ્ત ॥ ૧૬ ॥
ચંદ્ર તેજથી સ્તન બે પ્રગટ્યાં, મધ્ય ભાગ ઇંદ્ર તેજ ॥
જંઘા વરૂણ તેજથી થઈ કટી, પશ્ચાદ્ ભાગ ભુમી છેજ ॥ ૧૭ ॥
પાદઅંગુલી સુર્યતેજથી, હસ્તાંગુલી વસુ જાણો ॥
નાસિકા તો કુબેર તેજથી, શુક ચંચુ પ્રમાણો ॥ ૧૮ ॥
દંત પ્રજાપતી થકી, અગ્ની થકી ત્રણ નેત્ર ॥
સંધ્યા તેજથી થયાં ભંમર, તેજ વાયુથી શ્રોત્ર ॥ ૧૯ ॥
અન્ય દેવનાં રહ્યાં તેજથી, અંગ શોભા અપાર ॥
તેજોમય દીસે તે સ્ત્રી, દેવઅંશ નીરધાર ॥ ૨૦ ॥
એવું રૂપ જોઈ કરીને, હરખ્યા સમસ્ત દેવ ॥
મહીષાસુરનો નાશ કરશે, કેહેતા હવા સર્વ એવ ॥ ૨૧ ॥
માહાદેવે તો ત્રીશૂળ આપ્યું, આપ્યું વીષ્ણુએ ચક્ર ॥
ઐરાવતનો ઘંટ આપ્યો, વળી વજ્ર આપ્યું શક્ર ॥ ૨૨ ॥
વરૂણદેવે શંખ આપ્યો, અગ્નીએ આપી સાંગ ॥
બાણ સહીત ભરપુર બે ભાથા, આપ્યું ધનુષ અભંગ ॥ ૨૩ ॥
બે શસ્ત્રો વાયુએ આપ્યાં, યમે આપ્યો દંડ ॥
વરૂણદેવે વળી પાશ આપ્યો, સુંદર જે અખંડ ॥ ૨૪ ॥

દક્ષાદી પ્રજાપતીઓએ, આપી છે અક્ષમાળ ॥
આપ્યું કમંડળ બ્રંહ્માજીએ, પ્રભાવ જેનો રસાળ ॥ ૨૫ ॥
દીવાકરે રોમ છીદ્ર પુર્યાં, નીજ કીર્ણું વડે શોળ ॥
કાળે આપ્યાં ખડગ ઢાલ તે, ચળકતાં બહુ હોય ॥ ૨૬ ॥
નવાં વસ્ત્ર બે પેહેરવાને આપ્યાં, નીરમળ એક હાર ॥
આપી દીવ્ય ચુડામણી, કુંડળ કંકણુ સાર ॥ ૨૭ ॥
ભાલ ઊપર ચોહોડવાને, વળી આપ્યો અર્ધચંદ્ર ॥
સર્વબાહુએ પહેરવાને, સમર્પ્યો બાજુબંધ ॥ ૨૮ ॥
ચળકતાં બે નૂપુર આપ્યાં, આપી કંઠમાળ ॥
સર્વ અંગુલીની વીટી આપી, રત્નજડીત રસાળ ॥ ૨૯ ॥
એણીપેરેનો શણુગાર સરવે, આપ્યો ક્ષીર સમુદ્ર ॥
શોભા તેની અતી ઘણી, જાણે કોટી ચંદ્ર ॥ ૩૦ ॥
વીશ્વકર્માએ ફરશી આપી, નીરમળ છે તેનું તેજ ॥
નાના.વીધનાં અસ્ત્ર અનુંપમ, અભેદ કવચ એક છેજ ॥ ૩૧ ॥
અન્ય સમુદ્રે માળા આપી, કમળફુલની જેહ ॥
નવ કર્માયે તે માળા ફુલની, શીર બાંધવાની એહ ॥ ૩૨ ॥
વળી બીજી માળા આપી, કંઠે શોભતી સાર ॥
કમળફુલ એક આપ્યું તેણે, શોભાનો નહિ પાર ॥ ૩૩ ॥

હીમાલયે એક વાહન આપ્યું, સીંહ જે પશુરાય ॥
નાનાં વીધનાં રત્ન આપ્યાં, અતી તેજ તે માંય ॥ ૩૪ ॥
મદીરા ભરેલું પાત્ર હેમનું, આપ્યું કુબેરે એક ॥
શેષ નાગે હાર આપ્યો, મણી જડીત વિશેક ॥ ૩૫ ॥
દેવલોકમાં તે હાર બનીઓ, શ્રેષ્ટ મણીથી સાર ॥
આવીને નમ્યો સહી, જે પૃથ્વીનો ધરનાર ॥ ૩૬ ॥
આભુષણ આયુદ્ધ એમ આપ્યાં, કરી દેવે સત્કાર ॥
ઉચે સ્વરે તવ હાસ્ય કરતી, દેવી તે વારંવાર ॥ ૩૭ ॥
ત્રાસકારક હાસ્ય કરી, એક ગર્જના કીધી ઘોર ॥
આકાશ સર્વ ભરાઇ ગયું, નવ રહ્યું કોઈ શેષ ॥ ૩૮ ॥
પૃથ્વીકંપ થયો તે વેળા, ડોલ્યા દશેદીગપાળ ॥
સમુદ્ર સર્વે કંપવા લાગ્યા ડોલ્યા પર્વત જાણે કાળ ॥ ૩૯ ॥
સર્વ લોકમાં ત્રાસ ઉપજ્યો, તે સમે સર્વ દેવ ॥
સીંહવાહીની દેવી આગળ, જયજય શબ્દ કહે એવ ॥ ૪૦ ॥
મુનીઓ સર્વે આનંદ પામ્યા, જેના નમ્યા છે ભક્તથી દેહ ॥
તેઓ પણ સ્તુતી કરવા લાગ્યા, ઉત્પન્ન થઇ દેવી જેહ ॥ ૪૧ ॥
દેવ શત્રુથી ખીન્ન થએલું, જોયું તેણે ત્રીલોક ॥
દેવી શબ્દના ઘોષથી, ખળભળ્યો તે દૈત્ય વિશેક ॥ ૪૨ ॥

અસુર સર્વ નીજ આયુદ્ધ લઈને, ઉગામતા નીજ હસ્ત ॥
મહીસાસુર અતી ક્રોધથી એ હ્યો,બેઠો હતો જે સ્વસ્ત ॥ ૪૩ ॥
અરે આ શું છે, એમ બોલ્યો ક્રોધથી વાણી ॥
સર્વ સૈન્ય લઈ પોતે ચાલ્યો, થયો ઘોષ જે ભણી ॥ ૪૪ ॥
ત્રૈલોક્ય વ્યાપ્ત જે દેવી હતી, અસુરે દીઠી તેહ ॥
પાદાક્રાંતથી પૃથ્વીને મળી, આવ્યા અસુરો જેહ ॥ ૪૫ ॥
મુગટ લાંબો આકાશ પર્યંત, ધનુષ પ્રતંચા સાર ॥
તે દેવીના શબ્દે કરીને, ખળભળ્યું સંસાર ॥ ૪૬ ॥
સહસ્ત્ર ભુજથી વ્યાપી રહી છે, સમસ્ત દીશા જાણ ॥
એવી દેવી દીઠી અસુરે, સાવધાન થયા નીરવાણ ॥ ૪૭ ॥
યુદ્ધ ચાલ્યું તવ સમે, કહું તેનો વીસ્તાર ॥
શસ્ત્ર અસ્ત્રથી દીશા ઢંકાતી, દીસે છે ભયંકાર ॥ ૪૮ ॥
મહીષાસુરનો સેનાપતિ, જે ચીક્ષુર નામનો સુર ॥
ચામર નામનો અન્ય દૈત્ય, એક આવ્યો ક્રોધે ભરપુર ॥ ૪૯ ॥
ચતુરંગીણી સૈન્ય આવ્યું, નાગ અશ્વ બહુ દીસે ॥
પાયદળ તો અતી ઘણું છે, ભર્યા અસુરો સર્વ રીસે ॥ ૫૦ ॥
ઉદગ્ર નામનો એક અસુર તે, મોટો છે સમરથ ॥
યુદ્ધ કારણ આવ્યો લઈને, સાઠ હજાર ત્યાં રથ ॥ ૫૧ ॥

માહાહનુ નામે દૈત્ય એક આવ્યો, એક કોટી રથ લઈ ॥
આવ્યો અસુર અસીલોમા નામે, અતી પરાક્રમી સોઈ ॥ ૫૨ ॥
પંચક્રોડ રથ તેની સાથે, આવ્યો બાષ્કલ જે નામ ॥
સાઠ લક્ષ રથ વેગે આવ્યા, જ્યાં છે રણુસંગ્રામ ॥ ૫૩ ॥
બીડાલ નામનો અસુર કહીયે, અનેક સહસ્ત્ર હય નાગ ॥
અનેક કોટી રથ લઈને ચાલ્યો, સૈન્યનો મોટો ભાગ ॥ ૫૪ ॥
સર્વ સૈન્ય એકત્ર મળીને, કરે યુદ્ધ અપાર ॥
અંને શસ્ત્ર દેવીએ મુકી, સૈન્ય કીધું તારોતાર ॥ ૫૫ ॥
તવ ધાયો ત્યાં બીડાલ દાનવ, પંચ લક્ષ રથ સાથ ॥
રણુ મધ્યે આવ્યો સહી, કરતો દેવી શું બાથ ॥ ૫૬ ॥
અન્ય દૈત્ય મળી બીજા, ધાયા દશ સહસ્ત્રસંગે નાગ ॥
તેટલા રથ ને અશ્વ, સંગે ચાલ્યો મોટો ભાગ ॥ ૫૭ ॥
તે રણુમાં જે યોદ્ધા મોટા, યુદ્ધ કરે દેવી સંગ ॥
મહીષાસુર વળી ધાયો પોતે, કરી મન ઊમંગ ॥ ૫૮ ॥
એકેક ખર્વ રથ હસ્તી ઘોડા, લઈ ચાલ્યો અસુર ॥
અતી ક્રોધ કરીને લડતો, કરતો યુદ્ધ ભરપુર ॥ ૫૯ ॥
ભીંદીપાલ ને તોમર મુકે, શક્તી મુશળ અનેક ॥
ખડગપર શુપટીશ વડે, કરે યુદ્ધ વીશેક ॥ ૬૦ ॥

કેટલાક તો સાંગ મારે, પાશ કેટલાક મુકે ॥
કેટલાક ખડગ લઇને દોડે, મુકે લક્ષ નવ ચુકે ॥ ૬૧ ॥
અનેક દૈત્યો અનેક તરેહનાં, શસ્ત્ર મુકે સાર ॥
નીજ શસ્ત્ર વડે નીષ્ફળ કીધાં, સર્વ શસ્ત્ર તારોતાર ॥ ૬૨ ॥
શ્રમ વીના દેવી શસ્ત્ર મુકે, દૈત્યો ઊપર જાણુ ॥
એકે નીષ્ફળ નવ હોય, ને લે છે સર્વના પ્રાણુ ॥ ૬૩ ॥
અનેક કટકા દૈત્યોના કીધા, ભલો સંગ્રામ ત્યાં કરી ॥
તેનો શ્રમ કાંઈ નથી દેવીને, માયાશક્તિ આચરી ॥ ૬૪ ॥
એવું જોઇને દેવ સર્વે, મુનિ મોટા સંગ ॥
સ્તુતિ દેવીની કરવા લાગ્યા, ધરી મન ઉમંગ ॥ ૬૫ ॥
અનેક શસ્ત્ર દેવીએ મુકી, કીધો અસુરોનો નાશ ॥
દેવી વાહન સીંહ આવ્યો, કરી મન ઉલ્લાશ ॥ ૬૬ ॥
કાઢ હુલાવતો ક્રોધ કરતો, ચાલ્યો અસુર છે જ્યાંય ॥
વનમાં દાવાનળ જેમ દોડે, સીંહ દોડયો ત્યાંય ॥ ૬૭ ॥
શ્વાસ મુકયો દેવીએ તવ, થયા ગણુ અનેક ॥
સીંદીપાલપતી સવરસુથી, યુદ્ધ કરે વિશેક ॥ ૬૮ ॥
કેટલાએક તો ઢોલ વગાડે, શંખનાદ વળી સાર ॥
મૃદંગ વગાડે આનંદશું, વળી કેહેતા માર માર ॥ ૬૯ ॥

ગદા ત્રીશૂળ ને સાંગની વૃષ્ટી, કરે દેવી પર્મ ॥
ખડગ આદી શસ્ત્ર વડે, માર્યા અસુર અધર્મ ॥ ૭૦ ॥
યોદ્ધા મોટા સર્વ મારચા, પરાક્રમી, હુતા જેહ ॥
ઘંટનાદથી પાડ્યા પૃથ્વી, બળહીન હુતા તેહ ॥ ૭૧ ॥
કેટલાએકને પાશ મુકી, બાંધી લીધા જાણુ ॥
પૃથ્વી ઉપર પછાડીને, લીધા તેના પ્રાણુ ॥ ૭૨ ॥
ખડગ પ્રહારથી યોદ્ધા માર્યા, કીધા વીભાગ બે તેના ॥
ગદાપ્રહારથી પૃથ્વી પાડ્યા, ગયા પ્રાણુ છે જેના ॥ ૭૩ ॥
મુશળ પ્રહારથી વહેતી કરતા, રૂધીર કેરી અતી ॥
ત્રીશૂળ મારથી દાનવો કેરી, ફાટી ગઈ છે છાતી ॥ ૭૪ ॥
નાશ કીધા તીક્ષણ બાણુથી, માર્યા સર્વ અસુર ॥
પ્રાણુ લીધા સર્વ સૈન્યના, હુતા જે અસુર ॥ ૭૫ ॥
કેટલાએક ભુજા રહીત દીશે, કંઠ વીનાના હોય ॥
મસ્તક વીનાના અસુરો દીશે, ઊરૂ વિનાના શોય ॥ ૭૬ ॥
પગ વીનાના પડ્યા પૃથ્વી, બળીયા યોદ્ધા જાણુ ॥
એક નેત્રને એક હસ્ત, પાગ એક નીરવાણુ ॥ ૭૭ ॥
બે ભાગ કીધા દેવીએ, તે પડ્યા ભુમી સાર ॥
મસ્તક વીનાના પડ્યા યોદ્ધા, તે ઊઠે છે વારંવાર ॥ ૭૮ ॥

શસ્ત્ર ગ્રહીને ધાય સામા, કરવા લાગ્યા યુદ્ધ ॥
કેટલાક દૈત્યો વાજીંત્ર ઘોષથી, નૃત્ય કરે અબુધ ॥ ૭૯ ॥
માથા વીનાના ધડના, હાથમાં ખડગ શક્તિ ને સાંગ ॥
ધાયા તે સર્વે સહી, સનમુખ દેવીને ઉમંગ ॥ ૮૦ ॥
એવું સૈન્ય તે સબળ હતું, પચાસ કોટી ત્રણ લાખ ॥
દેવી સન્મુખ યુદ્ધ કરતા, વીનાં શીરને આંખ ॥ ૮૧ ॥
રણભુમી ભયંકર દીશે, રથ હસ્તી તોખાર ॥
યોદ્ધા થયા છે અતી સબળા, માગ નથી લગાર ॥ ૮૨ ॥
રૂધીર શરીરમાં વેહેવા લાગ્યું, માંસ કર્દમ છે અતી ॥
પ્રવાહ ચાલ્યો સમુદ્ર મધ્યે, મોટી છે તેની ગતી ॥ ૮૩ ॥
અગ્ની તૃણને જેમ બાળે કાષ્ટ વળી જે સાર ॥
અસુર સૈન્ય દેવીએ માર્યું, કીધું તારોતાર ॥ ૮૪ ॥
ક્ષણ માત્રમાં સર્વ નાશ કીધું, જોતાં સર્વે દેવ ॥
દેવી વાહન સીંહ સહિત સર્વ ગણો, શું યુધ થયું એવ ॥ ૮૫ ॥
એણી પેરે સર્વ સૈન્ય માર્યું, સંતોષ્યા સર્વ દેવ ॥
પુષ્પવૃષ્ટી કરતા હવા, આકાશે રહી એવ ॥ ૮૬ ॥
અધ્યાય એ પુરો થયો, અડશઠ શ્લોકેસાર ॥
પદ બંધ કીધા છાસી તેના, વીષ્ણુએ વીસ્તાર ॥ ૮૭ ॥

મધ્યમ ચરીત્ર કેહેવાય એને, અધ્યાય બીજો જાણુ ॥
મહીષાસુરના સૈન્ય કેરો, વધ કહ્યો નીરવાણુ ॥ ૮૮ ॥

॥ રાગ ॥

રૂષી કહે છે સાંભળ રાય, કહું દેવી ચરીત્ર મહીમાય ॥૧
મહીષાસુરનો સેનાપતી જેહ, ચિક્ષુર નામે કહીયે તેહ ॥૨
આવ્યો યુધ કરવા કરી ક્રોધ, દેવી સનમુખ દોડયો યોધ ॥૩
મેરૂ ઉપર વરશે જેમ મેઘ, મુકે બાણુ અતી કરી વેગ ॥૪
અભ્રો ઢાંકે આકાશને જેમ, ઢાકયાં દેવીને બાણે તેમ ॥૫
પછી દેવીએ મુકી બાણુ, ક્ષણુ માત્રમાં તે છેદ્યાં જાણુ ॥૬
પ્રકાશ કીધું સર્વે ત્યાંય, લીધા બાંણુ વળી નીજ કર માંય ॥૭
મુકી બાણુ માર્યો સારથી, છેદ્યાં અશ્વ ધનુષ કરથી ॥૮
ઉંચી ધ્વજા કાપી રણુમાય, વીંધ્યો અસુર બાણે ત્યાંય ॥૯
જરજરીત થયો તે શરીર, દોડયો ક્રોધ કરી રણુધીર ॥૧૦
ખડગ ચર્મ લીધા છે હાથ, કરવા યુદ્ધ દેવી સંગાથ ॥૧૧
સીંહ મસ્તક માર્યું ખડગ તેહ, પછી વામ હસ્તે દેવીનોજેહ ॥૧૨
વેગે માર્યું તે ક્રોધેથી સાર, જોતાં હસ્ત પડયું પૃથ્વીમોજાર॥૧૩
અગણીત કટકા તેના થયા, અસુરો સર્વે જોઇ રહ્યા ॥૧૪
અતી ક્રોધ ચડયો અસુર, નેત્ર રક્ત થયાં ભરપુર ॥૧૫

ત્રીશૂળ લીધું નીજ હસ્ત, મુકયું ભદ્રકાળીપર સ્વસ્ત ॥૧૬
સુર્યબીંબ પ્રકાશે જેમ, આવતું આકાશથી જોતાં તેમ ॥૧૭
મુકયું ત્રીશૂળ દેવી નીજ હસ્ત, જોતાં સર્વ દેવ સમસ્ત ॥૧૮
દેવી હસ્તથી ચાલ્યું ત્રીશૂળ, સત ભાગ થયા દૈત્ય ત્રીશૂળ ॥૧૯
આગળ ચાલ્યું તે નીરવાણ, ચીક્ષુરના તેણે લીધા પ્રાણ ॥૨૦
સત ભાગ થયા દૈત્ય શરીર, મન ભયાનક હુતો રણધીર ॥૨૧
તે જોઈ આવ્યો ગજ ચડી, ચામર નામે દૈત્ય તે ઘડી ॥૨૨
શાંગ ફેંકી દેવીના ભણી, હુંકાર શબ્દથી કાંતી હણી ॥૨૩
પાડયો પૃથ્વી ઉપર તે યોધ, તતકાળ ઉઠયો કરીને ક્રોધ ॥૨૪
ફેંકયું ત્રીશૂળ દેવીપર જાણ ॥ છેદ્યું દેવીએ મુકી બાણ ॥૨૫
એવું જોઈ સીંહ ગરગડયો, ફાળ મારી ગજ કુંભે ચડયો ॥૨૬
ઝાલ્યો ચામરને વેગે કરી, કરે યુદ્ધ બેહુ બાથો ભરી ॥૨૭
બાહુબળથી યુદ્ધ અપાર, ગજપરથી પડયા પૃથ્વી મોઝાર ॥૨૮
ક્રોધથી બન્યો અવરચીત લડે, ભયંકર પ્રહાર
કરે બાહુ વડે ॥૨૯
વેગે કરી સીંહ છુટો થયો, ફાળ મારીને ઉંચો ગયો ॥૩૦
નીચો વળી બે હસ્તે કરી, ચામર મુસ્તક ગ્રહ્યું આદરી ॥૩૧
ધડ થકી તે જુદું જાણ, સીંહે કર્યું એ કર્મ નીરવાણ ॥૩૨

ઉદગ્ર દૈત્ય આવ્યો છે એક, પાષાણ વૃક્ષથી મારતો છેક ॥૩૩
આવ્યો બાષ્કલ ક્રોધ કરી, મુકતો આયુધની બળે કરી ॥૩૪
મુકી ગદા તેના લીધા પ્રાણ, ભીંદીપાળથી તામ્ર નીરવાણ ॥૩૫
શસ્ત્ર મુકી કીધો અધકચુર, ક્રોધથી દેવી થયાં ભરપુર ॥૩૬
ત્રીનેત્રવાલી દેવી સાર, માર્યા દૈત્ય વળી અન્ય અપાર ॥૩૭
ઉગ્રવીર્ય ને ઉગ્રાસ્ય જેહ, માહા હનુ દૈત્ય કહીયે તેહ ॥૩૮
ત્રીશૂળ મુકી માર્યા તે સર્વ, બીડાલ માર્યો આણી ગર્વ ॥૩૯
શીશ કાપ્યુ તેનું ખડગે કરી, ધડ થકી પાડયું ક્રોધ આદરી ॥૪૦
દુરધર ને દુરમુખ બે જાણ, માર્યા બન્યોને મુકી બાણ ॥૪૧
એમ શૈન્ય માર્યું ત્યાં સર્વ, મહીષાસુર આવ્યો ધરી ગર્વ ॥૪૨
મહીષ કેરૂં લીધું રૂપ, ભયાનક છે તે અનુપ ॥૪૩
દેવી નાગણ ઉભા જ્યાંય, ભય પમાડે આવી ત્યાંય ॥૪૪
મુસ્તક મારે કોને સાર, કોને પાડુ કેરો પ્રહાર ॥૪૫
એકને મારે છે શ્રૃંગ, વીંધી નાંખે છે તેનાં અંગ ॥૪૬
કરડી ખાય કો એકને ત્યાંય, ત્રાસ પામે કરે શબ્દ જ્યાંય ॥૪૭
તેના વેગથી કોઈ રડવડ્યા, શ્વાસ થકી પૃથ્વીપર પડયા ॥૪૮
ભંગ કીધો એમ ગણનો સાથ, પછી સીંહશું મારી બાથ ॥૪૯
તે જોઈ દેવી કોપી તદા, સનમુખ સીંહ ગયો દૈત્ય જદા ॥૫૦

નીજ પરાક્રમ વડે કરી, ખણી પૃથ્વી તે રીસે ભરી ॥૫૧
નીજ શ્રૃંગથી પર્વત ઉંચક્યા, દેવીપર ક્રોધથી પટક્યા ॥૫૨
કરતો ગર્જના તે અસુર, પાદ પ્રહારથી ફાટી ભુર ॥૫૩
પુછ પ્રહારથી સાગર સર્વ, મુકી મર્યાદા મુકયો ગર્વ ॥૫૪
શ્રૃંગ પ્રહાર અભ્રે જઈ અડે, થઈ વિભાગ તે પૃથ્વી પડે ॥૫૫
શ્વાસ વાયુથી પાહાડ ઉડે, આકાશે જઈ પૃથ્વી પડે ॥૫૬
થઈ એવો ક્રોધી ભરપુર, સનમુખ આવ્યો મહીષાશુર ॥૫૭
જોઈ ચંડીકા કોપ્યાં અપાર, મુકયું શસ્ત્ર તે ઉપર સાર ॥૫૮
પાશ મુકયો તે સમયે જાણુ, બાંધ્યો તેથી અસુર નીરવાણુ ॥૫૯
મહીષરૂપ છોડી તતકાળ, સીંહરૂપ થયો વીકાળ ॥૬૦
દેવીએ તવ કીધું મન, તેનું મુસ્તક કરવા છેદન ॥૬૧
થયો સીંહ અદરશન તદા, પુરૂષ થયો સર્વદા ॥૬૨
ખડગ હસ્ત લીધું વીશાળ, આવ્યો સનમુખ કરી
નેત્ર લાલ ॥૬૩
ખડગચર્મ સહીત તે અસુર, મારયો બાણ મુકી ભરપુર ॥૬૪
કાપી નાંખ્યો તેને નીરવાણુ, તતક્ષણ થયો ગજરૂપ પ્રમાણુ ॥૬૫
નીજ સુંઢથી આકર્ષણ કરયું, દેવીવાહન સીંહને ધર્યું ॥૬૬
ઘોર ગર્જના કરી તે વાર, કોપી દેવી તવ અપરમપાર ॥૬૭

ખડગ મુકયું દેવીએ જાણુ, છેદી શુંઢ ગજની નીરવાણુ ॥૬૮
તવ દર્શન થયો તે ગજ, મહીષરૂપ લીધું સહજ ॥૬૯
કરી ગર્જના તેણે સાર, પામ્યા ભય સકળ સંસાર ॥૭૦
તવ થયું ત્રીલોક ભયભીત, તે શબ્દ સુણી અવરમીત ॥૭૧
તવ અંબીકા કોપે ચડયા, ઉત્તમ મદીરાપાન તવ કરયાં ॥૭૨
લોચનરક્ત દીસે અતીસાર, ખડખડ હાસ્ય કરે વારંવાર ॥૭૩
બળભર્યો ઉત્તમ અસુર, વીર્યમદથી છે ભરપુર ॥૭૪
શ્રૃંગ વડે ઉંચકે બહુ પાહાડ, નાંખે દેવી ભણી કરતો રાહાડ ॥૭૫
ભંગ કરે દેવી મુકી બાણુ, ચુર્ણ થાય પર્વત પાષાણુ ॥૭૬
દેવી મુખ થયું છે રક્ત, મદીરા મધ્યે થઈ આશક્ત ॥૭૭
ભાંગાં તુટાં બોલે વચન, કહું અસુરને હવે પતન ॥૭૮
કેહે છે દેવી અસુરને મુખ, કરીલે ગર્જના માની સુખ ૭૯
મારીશ મુઠ તુંને હું આજ, કરશે દેવ પોતાનું રાજ ॥૮૦
કરશે ગર્જના સર્વ દેવ, કેહે છે દેવી અસુરને એવ ॥૮૧
રૂષી કેહે શુણુ રાજા જાણુ, કહી વચન દેવી નીરવાણુ ॥૮૨
મારી ફાલ દેવીએ ત્યાંય, જઇ બેઠી અસુરની કાય ॥ ૮૩
કંઠ ડાબ્યો નીજ વાદે કરી, માર્યું ત્રીશૂળ અતી ક્રોધે ભરી ॥૮૪
મહીષમુખથી અસુર નીકળ્યો, અર્ધ શરીર જાણે
મહીષે ગળ્યો ॥૮૫

દેવી પરાક્રમથી તે શુર, ઘેરાયો અતી ભરપુર ॥૮૬
અર્ધ શરીર નીકળ્યું જેવાર, દેવીશું યુદ્ધ કરે તેવાર ॥૮૭
અનેક શસ્ત્રથી દૈત્ય લડયો, દેવીવાસમાં આવી પડયો ॥૮૮
ચડયો ક્રોધ દેવીને તે વાર, છેદ્યુ મુસ્તક મોટી તલવાર ॥૮૯
પડયા પૃથ્વીપર અસુર, હાહાકાર હુવો ભરપુર ॥૯૦
દૈત્ય સૈન્ય નાશે દશોદીશ, ભય થકી બહુ પાડે ચીશ ॥૯૧
ગયું સૈન્ય રણમાંથી તદા, દેવ રૂષીની ગઈ આપદા ॥૯૨
પામ્યા હર્ષ મુની સર્વ દેવ, કરતા દેવીની બહુ વીધી સેવ ॥૯૨
લાગ્યા સ્તુતી કરવા તે સર્વ, ગાયન કરે આવી ગંધર્વ ॥૯૪
નૃત્ય કરે અપ્સરા ત્યાંય, દેવી ચંડીકા રહી જ્યાંય ॥૯૫
મધ્યમ ચરીત્ર કેરો એ ભાગ, મહીષાસુર મારયો
કરી રાગ ॥૯૬
એકતાલીશ શ્લોકે એ અધ્યાય, પદ પંચાણું કીધાં
આ માળ ॥૯૭
અધ્યાય ત્રીજો પુરો થયો, વિષ્ણુએ વીસ્તારી કહયો ॥૯૮
શ્રોતાજન શુણો ભાવે કરી, જયજય બોલો મહેશ્વરી ॥૯૯
ઈતિશ્રી મારકંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી
માહાત્મ્યે મહીષાસુર વધો નામ તૃતીયો અધ્યાયઃ ॥૩

॥ રાગ ॥

રૂષી કહેરાયને નમો ચંડીકાજી, હર્ષયુક્ત થયા સહુ
દેવ સેવે ચામુંડાજી ॥ ૧ ॥

અતી દુષ્ટ હતો એ દૈત્ય નમો ચંડીકાજી ॥
પરાક્રમે હુતો અતિગત્ય શ્રી ચામુંડાજી ॥ ૨ ॥
અતી બલીયો એ મહીષાસુર નમો ચંડીકાજી ॥
મારયો તમોએ કરી રણપુર શ્રી ચામુંડાજી ॥ ૩ ॥
પ્રભા સહીત નમી છે ડોક નમોશ્રી ચંડીકાજી ॥
થયો હર્ષ ને ગયો સર્વ શોક શ્રી ચામુંડાજી ॥ ૪ ॥
રોમાંચીત થયાં છે શરીર નમો ચંડીકાજી ॥
નમ્ર થઈ સ્તુતિ કરવી શ્રી ચામુંડાજી ॥ ૫ ॥
શક્ર સાથે મળ્યા સર્વ દેવ નમો ચંડીકાજી ॥
સ્તવે દેવીને અતી કરતા સેવ શ્રી ચામુંડાજી ॥ ૬ ॥
જેથી વ્યાપી રહ્યું બધું જગત નમો ચંડીકાજી ॥
સર્વ કેરી આત્મા તમો શક્ત શ્રી ચામુંડાજી ॥ ૭ ॥
સર્વ દેવોની શક્તી સમુહ નમો ચંડીકાજી ॥
અદભુત સ્વરૂપ કહું શું હુંહ શ્રી ચામુંડાજી ॥ ૮ ॥

દેવ મુનીને તમો છો માન્ય નમો શ્રી ચંડીકાજી ॥
તમ સ્વરૂપ નવ જાણે અન્ય શ્રી ચામુંડાજી ॥ ૯ ॥
એમ ભક્તિથી કરે નમસ્કાર નમો ચંડીકાજી ॥
કરો કલ્યાણ કેહે વારંવાર શ્રી ચામુંડાજી ॥ ૧૦ ॥
અતુલ પ્રતાપ બળ છે જેહનું નમો ચંડીકાજી ॥
નવ થાય વર્ણન શેષથી તેહનું શ્રી ચામુંડાજી ॥ ૧૧ ॥
શીવબ્રહ્માથી તે નવ થાય નમો શ્રી ચંડીકાજી ॥
રક્ષા કરો જગતની માય શ્રી ચામુંડાજી ॥ ૧૨ ॥
અસુર ભય કરર્યો સર્વ નાસ નમો ચંડીકાજી ॥
માર્યા અસુર પમાડી ત્રાસ શ્રી ચામુંડાજી ॥ ૧૩ ॥
છો લક્ષ્મીરૂપ તમો વળી નમો ચંડીકાજી ॥
સુકૃત પુરૂષને ઘેર મળી શ્રી ચામુંડાજી ॥ ૧૪ ॥
વસે પાપી પુરૂષો જ્યાં નમો ચંડીકાજી ॥
વસો દારિદ્રરૂપે ત્યાંય શ્રી ચામુંડાજી ॥ ૧૫ ॥
બુદ્ધી રૂપે વસો તમો સર્વદા નમો ચંડીકાજી ॥
બુદ્ધી અશુદ્ધ જેની નવ હોય કદી શ્રી ચામુંડાજી ॥ ૧૬ ॥
સત્ય પુરૂષમાં શ્રદ્ધારૂપ નમો ચંડીકાજી ॥
લજ્જારૂપે રહ્યા છો અનુપ શ્રી ચામુંડાજી ॥ ૧૭ ॥

વારંવાર કરીએ નમસ્કાર નમો ચંડીકાજી ॥
કરો રક્ષણ સર્વ સંસાર શ્રી ચામુંડાજી ॥ ૧૮ ॥
ઘણું અગોચર છે તમ રૂપ નમો ચંડીકાજી ॥
વર્ણન નવ થાય તે અદભુત શ્રી ચામુંડાજી ॥ ૧૯ ॥
કીધો અસુરનો ક્ષયસાર નમો ચંડીકાજી ॥
નવ થઈ શકે વર્ણન લગાર શ્રી ચામુંડાજી ॥ ૨૦ ॥
યુદ્ધમાં કરતાં અદભુત ચરીત્ર નમો ચંડીકાજી ॥
દેવ દાનવથી છો વીચીત્ર શ્રી ચામુંડાજી ॥ ૨૧ ॥
દેવ દાનવથી છો અધીક નમો ચંડીકાજી ॥
કર્મ કરો તે સર્વે ઠીક શ્રી ચામુંડાજી ॥ ૨૨ ॥
સર્વ જગતને કરો પ્રસન્ન નમો ચંડીકાજી ॥
ત્રીગુણ રૂપ સદા પ્રસન્ન શ્રી ચામુંડાજી ॥ ૨૩ ॥
તમમાં નથી કાંઈ રાગદ્વેષ નમો ચંડીકાજી ॥
દોષ રહીત છો વીશેષ શ્રી ચામુંડાજી ॥ ૨૪ ॥
શીવ વીષ્ણુ આદી છે દેવ નમો ચંડીકાજી ॥
ભેદ જાણે નહી કરતા સેવ શ્રી ચામુંડાજી ॥ ૨૫ ॥
જગત સર્વના આધારરૂપ નમો ચંડીકાજી ॥
તમ અંશથી જગ્ત અનુપ શ્રી ચામુંડાજી ॥ ૨૬ ॥

અવીકારી આદી જગ્તમુલ નમો ચંડીકાજી ॥
પ્રકુતી રૂપ સર્વ અનુકુળ શ્રી ચામુંડાજી ॥ ૨૭ ॥
જે જપે તમારૂં નામ નમો ચંડીકાજી ॥
યજ્ઞમાં તૃપ્તી કરે ઠામ ઠામ શ્રી ચામુંડાજી ॥ ૨૮ ॥
સ્વાહા રૂપે વસો યજ્ઞ માંહે નમો ચંડીકાજી ॥
પીતૃ તૃપ્ત કરો સર્વે જ્યાં શ્રી ચામુંડાજી ॥ ૨૯ ॥
તેથી કહે છે સ્વધા સર્વજન નમો ચંડીકાજી ॥
શ્રદ્ધા રાખી બોલે વચન શ્રી ચામુંડાજી ॥ ૩૦ ॥
પ્રસન્ન થઇ આપો તમો મોક્ષ નમો ચંડીકાજી ॥
હીંસા આદી વ્રત છે તોક્ષ શ્રી ચામુંડાજી ॥ ૩૧ ॥
બે વ્રતની ઇચ્છા નવ કરે કોય નમો ચંડીકાજી ॥
તમે ઇંદ્રીયો જીત્યાં છે સોય શ્રી ચામુંડાજી ॥ ૩૨ ॥
ઇદ્રીયોનાં તત્વોનો આધાર નમો ચંડીકાજી ॥
મોક્ષ આપો જે ભક્તિ કરનાર શ્રી ચામુંડાજી ॥ ૩૩ ॥
રાગ દ્વેષાદી નથી કાંઇ દોષ નમો ચંડીકાજી ॥
નીત્ય મુનીયો સેવે કરી ઘોષ શ્રી ચામુંડાજી ॥ ૩૪ ॥
એવી વીદ્યા જે કહીયે જ્ઞાન નમો ચંડીકાજી ॥
પરમ દેવી ભગવતી ભવાન શ્રી ચામુંડાજી ॥ ૩૫ ॥

નીરમળ રૂગવેદ છો સ્વરૂપ નમો ચંડીકાજી ॥
યજુરવેદના અર્થ ભરપુર શ્રી ચામુંડાજી ॥ ૩૬ ॥
ઊદગાતા સામોનો પાઠ નમો ચંડીકાજી ॥
સુંદર સામ વેદ કેરો ઠાઠ શ્રી ચામુંડાજી ॥ ૩૭ ॥
તેના મંત્ર તણો ભંડાર નમો ચંડીકાજી ॥
શબ્દ સ્વરૂપ તણો આકાર શ્રી ચામુંડાજી ॥ ૩૮ ॥
ત્રણ વેદ તે બ્રહ્મ સ્વરૂપ નમો ચંડીકાજી ॥
પ્રાણી જીવન રહ્યાં અનુપ શ્રી ચામુંડાજી ॥ ૩૯ ॥
ખેતી વ્યાપાર પશુ પાલન નમો ચંડીકાજી ॥
જગતની અતી પીડા પતન શ્રી ચામુંડાજી ॥ ૪૦ ॥
જાણો શાસ્ત્ર કેરો સર્વે સાર નમો ચંડીકાજી ॥
ગંભીર સાગર છો સંસાર શ્રી ચામુંડાજી ॥ ૪૧ ॥
અસંગ દુર્ગા નૌકા રૂપ નમો ચંડીકાજી ॥
વસે રૂદળ વૈકુંઠ ભુપ શ્રી ચામુંડાજી ॥ ૪૨ ॥
અર્ધ ચંદ્ર શોભે મહાદેવ નમો ચંડીકાજી ॥
અર્ધાંગે શોભે દેવી એવ શ્રી ચામુંડાજી ॥ ૪૩ ॥
એ રૂપ સર્વ તમો જાણુ નમો ચંડીકાજી ॥
એનાં શાસ્ત્રે કહ્યાં પ્રમાણુ શ્રી ચામુંડાજી ॥ ૪૪ ॥

અંદ હાસ્યવાળું સ્વચ્છ સોય નમો ચંડીકાજી ॥
પુર્ણ ચંદ્રબીંબ જેવું હોય શ્રી ચામુંડાજી ॥ ૪૫ ॥
કનકથી કાંતી અતી નમો ચંડીકાજી ॥
એવું જોઈ મુખ દુરમતી શ્રી ચામુંડાજી ॥ ૪૬ ॥
કરી ક્રોધ આવ્યો મહીષાસુર નમો ચંડીકાજી ॥
કર્યો પ્રહાર તમ ઉપર પુર શ્રી ચામુંડાજી ॥ ૪૭ ॥
મોટું આશ્ચર્ય હુમને એ ઘણું નમો ચંડીકાજી ॥
બ્રહ્માદીક દેવ કહે હુમો નવ જાણું શ્રી ચામુંડાજી ॥ ૪૮ ॥
દીસે વક્ર ભ્રગુટી ભયંકાર નમો ચંડીકાજી ॥
ઊગતા ચંદ્રનો રંગજ સાર શ્રી ચામુંડાજી ॥ ૪૯ ॥
એવું રક્ત તમારૂં મુખ નમો ચંડીકાજી ॥
તજે પ્રાણુ આવે જે સનમુખ શ્રી ચામુંડાજી ॥ ૫૦ ॥
હતો પરાક્રમી મહીષાસુર નમો ચંડીકાજી ॥
કોપેલો હાલ જોઈ જાય તુર શ્રી ચામુંડાજી ॥ ૫૧ ॥
નવ તજ્યા તેણે નીજ પ્રાણુ નમો ચંડીકાજી ॥
પામ્યા આશ્ચર્ય હુમો નીરવાણુ શ્રી ચામુંડાજી ॥ ૫૨ ॥
કોપે કર્યો તેનો મુળ નાશ નમો ચંડીકાજી ॥
એમ શત્રુને પમાડયો ત્રાસ શ્રી ચામુંડાજી ॥ ૫૩ ॥

દાસ ઊપર દયા કરો આજ નમો ચંડીકાજી ॥
કરી કલ્યાણ રાખો હમ લાજ શ્રી ચામુંડાજી ॥ ૫૪ ॥
મહીષાસુરનું કીધું સૈન્ય નાસ નમો ચંડીકાજી ॥
નીશ્ચે પુરી હમારી એ આસ શ્રી ચામુંડાજી ॥ ૫૫ ॥
ઇચ્છીત મનોરથના પુરનાર નમો ચંડીકાજી ॥
થાઓ પ્રસન્ન જે ઊપર સાર શ્રી ચામુંડાજી ॥ ૫૬ ॥
માને છે તમને જગત સર્વ નમો ચંડીકાજી ॥
તમથી વીમુખ તે મુકે ગર્વ શ્રી ચામુંડાજી ॥ ૫૭ ॥
ધન વશ મસે તેને અક્ષ નમો ચંડીકાજી ॥
ધર્મ અર્થ કામને મોક્ષ શ્રી ચામુંડાજી ॥ ૫૮ ॥
સીદ્ધ થાય પદાર્થ એ ચાર નમો ચંડીકાજી ॥
છે ધન્ય તેને સંસાર શ્રી ચામુંડાજી ॥ ૫૯ ॥
શ્રી પુત્રને દાસ જે હોય નમો ચંડીકાજી ॥
સદા સુખી દુખી નવકોય શ્રી ચામુંડાજી ॥ ૬૦ ॥
તુજ કૃપાથી પ્રાણી માત્ર નમો ચંડીકાજી ॥
પવીત્ર થાય તેનાં ગાત્ર શ્રી ચામુંડાજી ॥ ૬૧ ॥
ભક્તી કરે કરી આદર નમો ચંડીકાજી ॥
ધર્મ કાર્ય કરી પામે વર શ્રી ચામુંડાજી ॥ ૬૨ ॥

અંતે પામે તે સ્વર્ગ ને મોક્ષ નમો ચંડીકાજી ॥
છો ત્રીલોકનાં તમો રક્ષ શ્રી ચામુંડાજી ॥ ૬૩ ॥
તમ સ્મણુંથી શોક ભય નાશ નમો ચંડીકાજી ॥
દુઃખ સમે તમારી આશ શ્રી ચામુંડાજી ॥ ૬૪ ॥
સુખ સમે કરે તુજ સ્મર્ણું નમો ચંડીકાજી ॥
આપો સુબુદ્ધી કરો દુખ હર્ણું શ્રી ચામુંડાજી ॥ ૬૫ ॥
દયા કરી કરો ઉપકાર તમો ચંડીકાજી ॥
નમી કહીએ છે વારંવાર શ્રી ચામુંડાજી ॥ ૬૬ ॥
નરકાધીકારી દૈત્ય પાપી દુષ્ટ નમો ચંડીકાજી ॥
સનસુખ યુદ્ધમાં આણ્યા તેનાં રીષ્ટ શ્રી ચામુંડાજી ॥ ૬૭ ॥
તેથી સ્વર્ગની પ્રાપ્તી થાય નમો ચંડીકાજી ॥
જગત રાખો સુખની માંહે શ્રી ચામુંડાજી ॥ ૬૮ ॥
એમ શત્રુ કરો તમો નાશ નમો ચંડીકાજી ॥
રહ્યાં જગત મધે પ્રકાશ શ્રી ચામુંડાજી ॥ ૬૯ ॥
ભસ્મ કર્યા દ્રષ્ટીથી અસુર નમો ચંડીકાજી ॥
અતી ગુણે ભર્યા ભરપુર શ્રી ચામુંડાજી ॥ ૭૦ ॥
એમ સર્વને માર્યા નહી કેમ નમો ચંડીકાજી ॥
તેનું કારણ નીશ્ચે છે એમ શ્રી ચામુંડાજી ॥ ૭૧ ॥

શસ્ત્ર થકી પામે મૃત્યુ જેહ નમો ચંડીકાજી ॥
સ્વર્ગાદીક સુખ પામે તેહ શ્રી ચામુંડાજી ॥ ૭૨ ॥
તે કારણ મુકો છો શસ્ત્ર નમો ચંડીકાજી ॥
આણી દયા ને મારો છો અસ્ત્ર શ્રી ચામુંડાજી ॥ ૭૩ ॥
ખડગ ત્રીશૂળની કાંતી પ્રકાશ નમો ચંડીકાજી ॥
નેત્ર અસુરોનાં નવ કીધાં નાસ શ્રી ચામુંડાજી ॥ ૭૪ ॥
તેનું કારણ કહું છઊં સાર નમો ચંડીકાજી ॥
જાણો નીશ્ચે કહું વારંવાર શ્રી ચામુંડાજી ॥ ૭૫ ॥
પુર્ણ ચંદ્રથી અધીક તમ મુખ નમો ચંડીકાજી ॥
જોતાં દૈત્યો પામ્યા સર્વ સુખ શ્રી ચામુંડાજી ॥ ૭૬ ॥
શીળપણું જોઈને અસુર નમો ચંડીકાજી ॥
થયા પાપ થકી સર્વ દુર શ્રી ચામુંડાજી ॥ ૭૭ ॥
અદભૂત કાંતી શોભે અતી જાણ નમો ચંડીકાજી ॥
બીજું નવ હોય તેનું પ્રમાણ શ્રી ચામુંડાજી ॥ ૭૮ ॥
દેવ પરાક્રમ નાશ અસુર નમો ચંડીકાજી ॥
તે નાશ કારણ તું ભરપુર શ્રી ચામુંડાજી ॥ ૭૯ ॥
તમ પરાક્રમની ઉપમાળ નમો ચંડીકાજી ॥
નવ અપાય કો જગ્ત પાળ શ્રી ચામુંડાજી ॥ ૮૦ ॥

કૃપા રાખો છો ચીતમાં અતી નમો ચંડીકાજી ॥
કરો યુદ્ધમાં ભયંકર ગતી શ્રી ચામુંડાજી ॥ ૮૧ ॥
ભય પમાડી કાંતી કરો નાશ નમો ચંડીકાજી ॥
મારો શત્રુ પમાડી ત્રાસ શ્રી ચામુંડાજી ॥ ૮૨ ॥
શત્રુ નાશ કરવા તમો આજ નમો ચંડીકાજી ॥
સર્વ દેવોની રાખી લાજ શ્રી ચામુંડાજી ॥ ૮૩ ॥
ત્રીલોક રક્ષણ કર્યું છે જાણ નમો ચંડીકાજી ॥
યુદ્ધે શત્રુના લીધા પ્રાણ શ્રી ચામુંડાજી ॥ ૮૪ ॥
અસુર ાકલ્યા સ્વર્ગ ભુવન નમો ચંડીકાજી ॥
દેવ ભય કર્યો છેદન શ્રી ચામુંડાજી ॥ ૮૫ ॥
ખડગ ત્રીશૂળ ઘંટા નાદ નમો ચંડીકાજી ॥
ધનુષ ટંકારવનો અતી નાદ શ્રી ચામુંડાજી ॥ ૮૬ ॥
નીરભય કીધા સર્વે સૂર નમો ચંડીકાજી ॥
ભક્તોથી તમો નથી દુર શ્રી ચામુંડાજી ॥ ૮૭ ॥
તમ ત્રીશુળ ફરે ચારો પાસ નમો ચંડીકાજી ॥
ભય દેવોનો થાય નાશ શ્રી ચામુંડાજી ॥ ૮૮ ॥
શાંત પ્રલયકારક તમ રૂપ નમો ચંડીકાજી ॥
દેવ રક્ષણ કરો અનુપ શ્રી ચામુંડાજી ॥ ૮૯ ॥

દેવ પૃથ્વીનું કરો રક્ષણ નમો ચામુંડાજી ॥
પાપી દુષ્ટનું કરો ભક્ષણ શ્રી ચામુંડાજી ॥ ૯૦ ॥
ખડગ ત્રીશૂળ ગદાદીક હસ્ત નમો ચંડીકાજી ॥
નાના વીધીનાં ગ્રહ્યાં શસ્ત્ર સ્વસ્ત શ્રી ચામુંડાજી ॥ ૯૧ ॥
કરો રક્ષણ ચારો પાસ નમો ચંડીકાજી ॥
અમો સર્વને તમારી આશ શ્રી ચામુંડાજી ॥ ૯૨ ॥
એમ રૂષી કહે વચન નમો ચંડીકાજી ॥
સ્તુતી કરતા દેવો થઇ પ્રસન શ્રી ચામુંડાજી ॥ ૯૩ ॥
નંદન વનનાં જે દીવ્ય પુષ્પ નમો ચંડીકાજી ॥
અતી સુંગંધ ચંદન ધુપ શ્રી ચામુંડાજી ॥ ૯૪ ॥
કરી પૂજન નમ્યા સર્વે દેવ નમો ચંડીકાજી ॥
ભક્તી કરી એમ શેવ શ્રી ચામુંડાજી ॥ ૯૫ ॥
નમતા દેવોને જોઈ માત નમો ચંડીકાજી ॥
કેહે છે મુખે એવી વાત શ્રી ચામુંડાજી ॥ ૯૬ ॥
માગો વર જે ઇચ્છા હોય નમો ચંડીકાજી ॥
સર્વ આવી શકું તે શોય શ્રી ચામુંડાજી ॥ ૯૭ ॥
તવ બોલ્યા દેવો સર્વ નમો ચંડીકાજી ॥
હતો મહીષાસુર અતી ગર્વ શ્રી ચામુંડાજી ॥ ૯૮ ॥

તેને માર્યો એ એમ થયું કામ નમો ચંડીકાજી ॥
અમો પામીશું નીજ નીજ ધામ શ્રી ચામુંડાજી ॥ ૯૯ ॥
નથી રહ્યું હમારૂં કામ કાંઈ નમો ચંડીકાજી ॥
તમ માયામાં રહ્યો સર્વ મોહી શ્રી ચામુંડાજી ॥ ૧૦૦ ॥
ઈચ્છો વર આપ વાતમો માત નમો ચંડીકાજી ॥
તો આવો કૃપા કરી સાક્ષાત શ્રી ચામુંડાજી ॥ ૧૦૧ ॥
કરીએ સ્મર્ણુ તમારૂં જદા નમો ચંડીકાજી ॥
દિજો દરશણુ હમને તદા શ્રી ચામુંડાજી ॥ ૧૦૨ ॥
નીરમળ મુખની શોભા છે અતી નમો ચંડીકાજી ॥
આ સ્તોત્રની કરશે જે સ્તુતી શ્રી ચામુંડાજી ॥ ૧૦૩ ॥
ધન સંપત્તી સ્રી ને ભંડાર નમો ચંડીકાજી ॥
પુત્રાદીક વધે પરીવાર શ્રી ચામુંડાજી ॥ ૧૦૪ ॥
આપો વર; એવો હમને માત નમો ચંડીકાજી ॥
શરણાગત છઈએ સાક્ષાત શ્રી ચામુંડાજી ॥ ૧૦૫ ॥
રૂષી કહે સુણો રાય નમો ચંડીકાજી ॥
એવો વર માગ્યો હેવે ત્યાંય શ્રી ચામુંડાજી ॥ ૧૦૬ ॥
એવા વર માગ્યા હેવે સાર નમો ચંડીકાજી ॥
સુખ પામે સકળ સંસાર શ્રી ચામુંડાજી ॥ ૧૦૭ ॥

ભદ્રકાળી થયા પ્રસન્ન નમો ચંડીકાજી ॥
વર આપ્યો અસ્તુ કહી વચન શ્રી ચામુંડાજી ॥ ૧૦૮ ॥
થયાં દેવી તવ અંતરધ્યાન નમો ચંડીકાજી ॥
ત્રણલોકના હીતનું એ જ્ઞાન શ્રી ચામુંડાજી ॥ ૧૦૯ ॥
સર્વ દેવોના તેજનું રૂપ નમો ચંડીકાજી ॥
કહ્યું મહાત્મ્ય જે અનુપ શ્રી ચામુંડાજી ॥ ૧૧૦ ॥
પાછા પ્રગટયા તે દેવી સાર નમો ચંડીકાજી ॥
શુંભાદીક દૈત્ય થયા જાર શ્રી ચામુંડાજી ॥ ૧૧૧ ॥
પાર્વતી તનથી નીકળ્યા જાણુ નમો ચંડીકાજી ॥
લોક રક્ષણુ કરવા નીરવાણુ શ્રી ચામુંડાજી ॥ ૧૧૨ ॥
દેવ ઉપકાર કરવા સાર નમો ચંડીકાજી ॥
દેવી પ્રગટયાં તે કહું વીસ્તાર શ્રી ચામુંડાજી ॥ ૧૧૩ ॥
પુર્ણ અધ્યાય થયો છે સાર નમો ચંડીકાજી ॥
શ્લોક છત્રીશે કર્યો વીસ્તાર શ્રી ચામુંડાજી ॥ ૧૧૪ ॥
પદ બંધ કીધા ત્રયો દશ નમો ચંડીકાજી ॥
રચ્યા વીષ્ણુએ અવશ્ય શ્રી ચામુંડાજી ॥ ૧૧૫ ॥
પુરૂં થયું મધ્યમ ચરીત્ર નમો ચંડીકાજી ॥
માહાત્મ્ય દેવી કેરૂં પવીત્ર શ્રી ચામુંડાજી ॥ ૧૧૬ ॥

ભજો શ્રોતા ભવાની માત નમો ચંડીકાજી ॥
અંબે બોલતાં જાય પરીતાપ શ્રી ચામુંડાજી ॥ ૧૧૭ ॥
અમીચંદ અંબાના લાલે, પ્રેમે પદ બાંધ્યા રસાળે ॥

॥ ઈતી શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી
મહાત્મ્યે શક્રાદીદેવ સ્તુતી નામ ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥






# ઉત્તમ ચરિત્રનો આરંભ.

॥ રાગ ॥

રૂષી બોલ્યારે સાંભળ કહું તુને રાય ॥
પૂર્વે શુંભ નીશુંભરે અતી બળીયા અસુર કેહેવાય ॥ ૧ ॥
મદોન્મત્ત થઈનેરે ફરતા નીજ બળે કરી ॥
ઈંદ્રિ પાસેરે ત્રૈલોકય સર્વ લીધું હરી ॥ ૨ ॥
નાના વીધી ભોગોરે લીધા ક્ષણુમાત્ર માહે ॥
સુર્ય ચંદ્ર કુબેરરે વરૂણુ આદી દેવ ત્યાંહે ॥ ૩ ॥
વાયુ અગ્ની આદીરે કરતા પોતે નીજ કામ ॥
હરી લીધાંત્યાંયરે પ્રત્યેકનાં જે જે ધામ ॥ ૪ ॥
પદ ભ્રષ્ટ થયા સર્વ દેવોરે પરાજય પામીને ॥
સ્વર્ગમાંથી મુક્યાવાળી કાહાડીરે સાથે સ્વર્ગ સ્વામીને ॥ ૫ ॥
વીચાર સર્વે કરતારે કહો ભાઈ કેમ કીજીયે ॥
અપરાજીત દેવીનેરે આપણુ સર્વ ભજીયે ॥ ૬ ॥
આપણે વર પામ્યારે આપ્યો દેવીએ કહી ॥
જારે કષ્ટ પડેરે સંભારતા આવીશ તહીં ॥ ૭ ॥

હોશે કષ્ટ પીડારે નાની મોટી જે હોશે ॥
નીજ બળે તે સર્વરે નાશ કરીશ સઉ જોશે ॥ ૮ ॥
માટે કરો સ્તુતી તેહેનીરે જેથી આપણુ કાર્ય શરે ॥
થઈ પ્રગટ તે દેવીરે દૈત્ય સર્વ નાશ કરે ॥ ૯ ॥
એમ વીચાર સર્વે કરીરે ચાલ્યા હીમાચલ ભણી ॥
વીષ્ણુમાયા જે દેવીરે કરી સ્તુતી તેની ઘણી ॥ ૧૦ ॥
તે વીસ્તારી કહું છઉંરે જે સ્તુતી દેવે કરી ॥
સુણો તમો સર્વે રે છે જે આણંદભરી ॥ ૧૧ ॥
કરીએ દેવીને નમસ્કારરે સર્વ હમો ॥
માહાદેવી રૂપ પ્રકાશરે નમો નમો ॥ ૧ ॥
જગત કારણ રૂપને નમીએરે સર્વ હમો ॥
કલ્યાણકાર રૂપને ભજીએરે નમો નમો ॥ ૨ ॥
એકાગ્ર ચીતથી ભજીએરે સર્વ હમો ॥
તમ ભક્તી કદી નવ તજીએરે નમો નમો ॥ ૩ ॥
જગત સંહાર કરતા જાણીએરે સર્વ હમો ॥
અવીનાશી દેવી સર્વ ભણીએરે નમો નમો ॥ ૪ ॥
ગૌર વર્ણ તમારૂં જોયુંરે સર્વ હમો ॥
પોષણ કરતા જગત સર્વ મોહ્યુંરે નમો નમો ॥ ૫ ॥

ચંદ્ર સમાન પ્રકાશ રૂપ જાણુરે સર્વ તમો ॥
સુખરૂપ શક્તીરૂપ જાણું'રે નમો નમો ॥ ૬ ॥
ભક્ત વૃદ્ધી કલ્યાણ કરનારીરે સર્વ હુમો ॥
સીદ્ધી કુર્મ રૂપકારીરે નમો નમો ॥ ૭ ॥
અસુર શક્તી ભુપ લક્ષ્મીરૂપરે સર્વ હુમો ॥
શિવશક્તિ અદ્ભુત અનુપરે નમો નમો ॥ ૮ ॥
છો દુર્ગા ને દુર્ગ પારરે સર્વ હુમો ॥
જગ્તકારૂણી જગ્તાધારરે નમો નમો ॥ ૯ ॥
છો બ્રહ્મ ને ધુમ્ર રંગેરે સર્વ હુમો ॥
વારંવાર નમીયે ઊમંગેરે નમો નમો ॥ ૧૦ ॥
પ્રસન્નરૂપ દેખે ભક્તજંનરે સર્વ હુમો ॥
ખલ દેખે ભયંકર તંનરે નમો નમો ॥ ૧૧ ॥
છો જગ્ત સ્થાપન આધારરે સર્વ હુમો ॥
દેવશક્તી માયા નીરધારરે નમો નમો ॥ ૧૨ ॥
વીષ્ણુમાયા રૂપ ધારણરે સર્વ હુમો ॥
પ્રાણીમાત્રનાં જ્ઞાન કારણરે નમો નમો ॥ ૧૩ ॥
ચૈતનબુદ્ધી નીદ્રારૂપરે સર્વ હુમો ॥
ક્ષુધા છાયા અનુપરે નમો નમો ॥ ૧૪ ॥

શક્તીપ્રભા ક્ષમા રૂપાંતીરે સર્વ હુમો ॥
લજ્જા શાંતી શ્રદ્ધા કાંતીરે નમો નમો ॥ ૧૫ ॥
લક્ષ્મી વૃત્તી સ્મૃતી કહીયેરે સર્વ હુમો ॥
દયા તુષ્ટી માતૃ લહીયેરે નમો નમો ॥ ૧૬ ॥
ભ્રાંતી રૂપે વ્યાપ્યાં છો દેત્રીરે સર્વ હુમો ॥
પ્રાણી માત્રની ઈંદ્રીયો જેવીરે નમો નમો ॥ ૧૭ ॥
તમ શક્તી પ્રકાશો જ્યારે સર્વ હુમો ॥
વ્યાપી રહો તમો સંસારરે નમો નમો ॥ ૧૮ ॥
ચૈતન્ય રૂપ તમારૂં છાપોરે સર્વ હુમો ॥
પ્રગટી જગ્તબાધું થાવોરે નમો નમો ॥ ૧૯ ॥
એમ સ્તુતી કરીએ વારંવારરે સર્વ હુમો ॥
પુર્વે કરી સ્તુતી નીરધારરે નમો નમો ॥ ૨૦ ॥
શક્ત સેવાની ફળ ઈછીતરે સર્વ હુમો ॥
આવી કર્યાં નીશ્ચીતરે નમો નમો ॥ ૨૧ ॥
આવી પડયા વીપત્તીમાંરે સર્વ હુમો ॥
ટાળો કરી કલ્યાણ મતીમાંરે નમો નમો ॥ ૨૨ ॥
ઉન્મત્ત દૈત્યથી પીડા પામ્યારે સર્વ હુમો ॥
નમી સ્તુતી કરવા હાં આવ્યારે નમો નમો ॥ ૨૩ ॥

સંકટ નાશ કરતા તમો દેવીરે સર્વ હમો ॥
કરવા કલ્યાણ તુને સેવીરે નમો નમો ॥ ૨૪ ॥
કહે રૂષીરાયનેરે એવી સ્તુતી દેવે કરી ॥
તવ સમે આવ્યાંરે સ્નાન કરવા ઈશ્વરી ॥ ૧૨ ॥
ગંગા જળ સુંદરરે નાહાવા બેઠાં પાર્વતી ॥
કપોલ નેત્ર સુંદરરે જોયા સ્તુતી કરવા અતી ॥ ૧૩ ॥
પૂછે માત દેવોનેરે કરો કોની સ્તુતી તમો ॥
એમ કેહેતાંરે થયું આશ્ચર્ય એક તે સમો ॥ ૧૪ ॥
પાર્વતી કેરા દેહથીરે નીકળ્યુ તેજ શોભતું ॥
એક દેવી રૂપનું થયુંરે સુંદર અંગે ઓપતું ॥ ૧૫ ॥
તવ સમે તે દેવીરે વચન એવાં મુખે ભણે ॥
શુંભ નીશુંભરે પામ્યા પરાજયરે જાણે ॥ ૧૬ ॥
તમો સર્વે મલીનેરે સ્તુતી મારી અતી કરી ॥
પાર્વતી દેહથીરે પ્રગટ થઈ હુતો ખરી ॥ ૧૭ ॥
સર્વ લોકમાંરે પ્રસીદ્ધ થાશે નામ મારૂં ॥
કૌશીકી નામેરે ભજશે તે સર્વ વારૂ ॥ ૧૮ ॥
પ્રગટ્યાં દેવી જ્યારેરે બ્રહ્મ રૂપ પાર્વતી થયાં ॥
તે કારણથીરે કાલીકા નામે તે લહ્યાં ॥ ૧૯ ॥

તેજ રૂપ તે દેવીરે દીઠી બે અસુરે તહીં ॥
ત્રૈલોક્યમાં દેવીરે નારીકો છે નહી ॥ ૨૦ ॥
શુંભ નીશુંભ કેરારે અનુચર તે બે જણા ॥
ચંડમુંડ એ નામરે આવી શુંભ વાસે ભણ્યા ॥ ૨૧ ॥
સુણો રાય વચનરે હીમાચલ વીષે સહી ॥
દીઠી એક નારીરે મનોહર અતી તહીં ॥ ૨૨ ॥
તેના રૂપ પ્રકાશથીરે હીમાચલ શોભે અતી ॥
તેના જેવી કોઈરે ત્રૈલોક્યમાં નથી સતી ॥ ૨૩ ॥
નથી દીઠી મેં તેવીરે ત્રૈલોક્યમાં કો નારી ॥
તે માટે હો રાયરે કોણ ચતુર ભારી ॥ ૨૪ ॥
શોધ કાહાડવા તેનીરે મોકલો અનુચર તે સ્થાને ॥
ઈશ્વરી સરખે રૂપેરે કોણ છે વલી કો નામે ॥ ૨૫ ॥
લાવો તમે તેનેરે શોભા તેની અતી રૂડી ॥
સર્વ રત્નોના ઢગમાંરે હોય જાણે તે ભુડી ॥ ૨૬ ॥
એવું તેનું તેજરે અતી સુંદર અંગવાળી ॥
શોભા અતી કેશનીરે જાણે હોય સર્વ કાલી ॥ ૨૭ ॥
તેના તેજ વડેરે દીશા સર્વ પ્રકાશી રહી ॥
એવી સ્ત્રી તે સુંદરરે જુવો તમે નીશ્ચે સહી ॥ ૨૮ ॥

હાથી ઘોડા આદીરે ત્રૈલોક્યમાં જેની ગતી ॥
મણી માણેક આદીરે ભંડારમાં ભર્યાં છે અતી ॥ ૨૯ ॥
ઇંદ્ર કેરોરે લીધો ઐરાવત હાથી ॥
કલ્પવૃક્ષરે લીધાં તમે અતી બળથી ॥ ૩૦ ॥
ઊચૈશ્રવા અશ્વરે લીધો તમે બળે કરી ॥
એમ સર્વ દેવોનાંરે વાહનો લીધાં આદરી ॥ ૩૧ ॥
વળી બ્રંહ્મા કેરૂંરે શોભીતું વીમાન અતી ॥
હંસોથી જોડેલુંરે જેની છે નીરમળ ગતી ॥ ૩૨ ॥
આશ્ચર્યકારકરે અતી પ્રકાશીત તેનું તેજ ॥
તમો તે લાવ્યારે પરાક્રમથી સહેજ ॥ ૩૩ ॥
મહાપદ્મ નામે ભંડારરે લીધો કુબેર તણો ॥
સમુદ્રે આપી માળારે જેનો મહીમા છે અતી ઘણો ॥ ૩૪ ॥
કમળ પુષ્પની તેહરે સુકે નહી કો દીવસે ॥
શોભે કંઠમાંરે તેથી તમ તન રૂડું દીશે ॥ ૩૫ ॥
વરૂણ કેરૂં છત્રરે સુવર્ણમય તે તો શોભે ॥
પ્રજાપતી દક્ષનોરે રથ આવી દ્વારે થોભે ॥ ૩૬ ॥
મૃત્યુ કેરી શક્તીરે તમે લીધી બળે કરી ॥
વરૂણ કેરો વાસરે બ્રાત હસ્તે રાખ્યો ધરી ॥ ૩૭ ॥

અનેક જાતનાં રત્નરે સાગરમાં ઊત્પન્ન થતાં ॥
નીશુંભને સ્વાધીનરે જેથી સર્વ શોભતાં ॥ ૩૮ ॥
વસ્ત્ર બે અગ્નીએરે અતી પવિત્ર જે હોય ॥
આપ્યાં તેણે તમનેરે જેને જોઈ સર્વ મોહે ॥ ૩૯ ॥
એણીપેરેરે અમુલ્ય વસ્તુ જે હતી ॥
તમે સર્વે આણીરે જેની શોભા છે અતિ ॥ ૪૦ ॥
તે માટે કહું છઊંરે એ સ્ત્રી લાવો તમ ભુવન ॥
એ વીના તમ ઘરરે દીશે જાણે ઘોર વન ॥ ૪૧ ॥
રૂષી કેહે સાંભળરે એવું શુંભે સાંભળ્યું ॥
તે વચનથીરે શુંભ કેરૂં મન મળ્યું ॥ ૪૨ ॥
તેડયો એક દાનવરે સુગ્રીવ નામે કહીયે ॥
દુત કરી પ્રેર્યોરે દેવી પાસે જઈ રહીયો ॥ ૪૩ ॥
વચન તેને કહ્યારે દેવી પાસ જાઓ તમે ॥
વાત સર્વ કેહેજોરે મારા નામથી જે બને ॥ ૪૪ ॥
વચન પ્રીતીનાંરે સંભળાવીને અહીં લાવો ॥
સત્વર કરજો કાર્યરે મુજ મન અતી ભાવો ॥ ૪૫ ॥
દેવી બેઠાંરે રમણીક સ્થાનક જે અતી ॥
આવ્યો દુતરે રૂડી જેની છે મતી ॥ ૪૬ ॥

દેવીને કેહે દુતરે ત્રૈલોક્ય કેરો કાહાવે ઇશ્વર ॥
દૈત્ય કેરો રાજારે શુંભ નામે અસુર ॥ ૪૭ ॥
તેનો પ્રેર્યોરે દુત થઇ હું આવ્યો ॥
આજ્ઞા માને દેવોરે અતી બળે તે ફાવ્યો ॥ ૪૮ ॥
કહું વચન તેનાંરે સાંભળો દેવી આ સમે ॥
સુંદર છે તેહરે સુણતાં મનમાં ગમે ॥ ૪૯ ॥
ત્રૈલોકયનું રાજ્યરે મારે સ્વાધીન છે સર્વ ॥
આજ્ઞા પાળે દેવોરે મુકી તે નીજ ગર્વ ॥ ૫૦ ॥
યજ્ઞ ભાગો લઉંરે જુદા જુદા જે હોય ॥
ઊત્તમ વસ્તુ જેહરે મુજ ભુવન તે શોહે ॥ ૫૧ ॥
ઈંદ્રવાહનરે ઐરાવત ગજ સહી ॥
ઊચૈશ્રવા અશ્વરે આપ્યો સુર્યે નમી ॥ ૫૨ ॥
એ બે વસ્તુરે સમુદ્ર મંથનથી નીકળી ॥
શોભે મુજ દ્વારેરે અમુલ્ય રત્ન બીજાં વળી ॥ ૫૩ ॥
દેવ ગંધર્વ લોકમાંરે સુંદર વસ્તુ જે હતી ॥
વળી નાગભુવનરે રૂડી વસ્તુ જે દીસતી ॥ ૫૪ ॥
તે સર્વે મુજ પાસેરે શોભી રહી છે આ ઘડી ॥
સ્ત્રી સર્વેમાંરે દીસે છે તું અતી રૂડી ॥ ૫૫ ॥

તે માટે આવોરે મુજ ભુવનમાં હરખે કરી ॥
ભોક્તા હમારે ઉત્તમ વસ્તુ સર્વે ખરી ॥ ૫૬ ॥
ભજો મુજનેરે કે ભાઈ નીશુંભને મારો ॥
રૂડી સ્ત્રી રૂપેરે સુંદર પ્રભાવ છે તારો ॥ ૫૭ ॥
થાશો સ્ત્રી મારીરે અતી સત્તા તારી થાસે ॥
વીચારી જો મનરે આવો સ્ત્રી થઈ મુજ પાસે ॥ ૫૮ ॥
રૂષી કેહે છે રે દુતે જ્યારે એમ કહ્યું ॥
દુર્ગા ભગવતીરે સુખરૂપ વચન એ લહ્યું ॥ ૫૯ ॥
મોટી સત્તા જેનીરે ધારણ કરનારી છે જગતને ॥
બોલ્યાં હસીનેરે વચન કેહેતાં દુતને ॥ ૬૦ ॥
સત્ય વચન તારાંરે જુઠું નથી કાંઈ એહમાં ॥
ત્રૈલોકયનો અધીપતીરે બળીઓ શુંભ છે તેહમાં ॥ ૬૧ ॥
નીશુંભ વળી તેવોરે જાણું નહીં હું મનભરી ॥
પણ અલ્પ બુદ્ધી મારીરે પ્રતીજ્ઞા મેં એક કરી ॥ ૬૨ ॥
કહું તુજને તેહરે શ્રવણે ધર આ સમે ॥
મુજ ગર્વ ઉતારેરે પરાજય કરે સંગ્રામે ॥ ૬૩ ॥
કરે સનમુખ યુદ્ધરે સ્વામીપતી તેને હું કરૂં ॥
સંતોષે યુદ્ધમાં મુજનેરે તેને તો હું વરૂં ॥ ૬૪ ॥

જો આવે અત્રેરે શુંભ કે નીશુંભ બળીઆ ॥
જય પામે મુજથીરે યુદ્ધે નવ જાએ કળીઆ ॥ ૬૫ ॥
પાણીગ્રહણ કરેરે તવ સમે તે મારૂં ॥
કેહેજો તમો જઇને પ્રતીજ્ઞા વચન એ મારૂં ॥ ૬૬ ॥
બોલ્યો તવ દુતરે કેહેતો વચન તે દેવીને ॥
અભીમાન કેરાંરે વચન બોલો શું જોઇને ॥ ૬૭ ॥
શુંભ નીશુંભ સમોરે નથી કોઈ ત્રણુલોકમાં ॥
યુદ્ધે જય પામેરે છે કોણ હેવો જગ્તમાં ॥ ૬૮ ॥
કેહે તું મુજનેરે કોણ પુરૂષ છે એવો ॥
યુદ્ધ જીત્યારે અતી બળીઆ: સર્વે દેવો ॥ ૬૯ ॥
તો તું એકલીરે વળી છે સ્ત્રી જાતીમાં ॥
કેમ રેહેશો ઉભાંરે દૈત્ય સંગે યુદ્ધમાં ॥ ૭૦ ॥
ઇંદ્રાદીક દેવોનેરે જીત્યા છે જે દાનવે ॥
તે નીશુંભનેરે ભુવન જો તું નહી આવે ॥ ૭૧ ॥
કેશ સાહીનેરે લઇ જાશે તુને શુંભ પાશે ॥
નવ રહેશે તારીરે મોટાઈ જે ભાશે ॥ ૭૨ ॥
દેવી તવ બોલ્યાંરે સાંભળ દુત કહું તુજને ॥
શુંભ નીશુંભ છે બળીઆરે જાણું છે સર્વ મુજને ॥ ૭૩ ॥

પણ શું કરૂં હાવેરે પુર્વે પ્રતીજ્ઞા મેં લીધી ॥
ઓ જાતી છઉંરે નવ વીચારી કાંઈ મેં બુદ્ધી ॥ ૭૪ ॥
જાઓ હવે તમોરે રાય શુંભ કેરી પાશે ॥
વચન સર્વ કેહેજોરે હ્યાં મેં જે ઉલ્લાશે ॥ ૭૫ ॥
ઘટારત જે લાગશેરે કરશે તે તે વીચારી ॥
સુણ્યાં તે દુતેરે દેવી વચન જે ભારી ॥ ૭૬ ॥
અધ્યાય પુરો પાંચમોરે છોતેર શ્લોકે સારી ॥
પદ બંધ થયા તેનારે છોતેરથી વીસ્તાર્યો ॥ ૭૭ ॥
કીધા સર્વે તેહરે વીષ્ણુએ કર નામી ॥
ઉત્તમ ચરીત્ર માહાત્મ્યરે ભાવે શુણે જે કાની ॥ ૭૮ ॥
ભાવે કરી ભણેરે વીસ્તારથી યશ ગાય ॥
પ્રશન્ન થાય દેવીરે તેનાં પાપ બહુ જાય ॥ ૭૯ ॥
**અમીચંદ** કહે કરજોડી શઉના દુખ ભાંગે મા દોડી
॥ ઈતી શ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી માહાત્મ્યે
દેવીદુતસંવાદો નામ પંચમોધ્યાયઃ ॥ ૫ ॥



## ॥ રાગ ॥

રૂષી કહે છે શુણો તમો રાયજો, સુણ્યાં દુતે વચન સર્વ ત્યાંયજો ॥ ૧
કોપ ચડયો તેને અતીજો, રાય પાસે જાવા કીધી મતીજો ॥ ૨
આવી કહી સર્વ તે વાત જો, રાય શુંભને તે વીક્ષાત જો ॥ ૩
ચડયો શુંભને ક્રોધ તેણીવારજો, કેહેતો ધુમ્રલોચનને નીરધારજો॥ ૪
દૈત્ય કેરો અધીપતી તેહજો, કેહેતો વચન મુખથી એહજો ॥ ૫
હે ધુમ્રલોચન તું જાણજો, તુજ સૈન્ય સર્વ પ્રમાણજો ॥ ૬
લઇ જાઓ તેને તમો ત્યાંયજો, છે એકલડી સ્ત્રી જાયજો ॥ ૭
કેશ ઝાલી લાવો તે દુષ્ટનેજો, કરજો વીહ્વલ તે પાપીષ્ટનેજો ॥ ૮
બળાત્કારેથી તેને લાવોજો, તો મુજ મન અતી ઘણુ ભાવોજો ॥ ૯
તેનું રક્ષણ કરતા હોય કોયજો, દેવ ગંધર્વ યક્ષ જે હોયજો ॥ ૧૦
અથવા બીજા હોય કો સુરાજો, તે સર્વેને કરજો પુરાજો ॥ ૧૧
ધુમ્રલોચન ત્યાંથી ચાલ્યોજો, સૈન્ય સાથે હીમાચળ આવ્યોજો ॥ ૧૨
જોઈ દેવીને ઉંચે સ્વરેજો, શુંભ નીશુંભને જઇ તું વરેજો ॥ ૧૩
ચાલ ભુવન તેને આજજો, તારાં શરચાં તે સર્વે કાજજો ॥ ૧૪
હેતે ચાલો મારા રાય પાસેજો, કરો ભુવન તેનું પ્રકાશજો ॥ ૧૫
નહી આવો ભુવન તેનેજો, ગ્રહી કેશને લઇ જાશું તમનેજો ॥ ૧૬
વીહ્વળ કરી આકર્ષણ કરશુંજો, શુંભ પાશે તુને લઈ જાશુંજો ॥ ૧૭
હેવું સુણી બોલ્યાં ત્યાં દેવીજો, શુંભે મોકલ્યો તુજને પ્રભવીજો॥ ૧૮

બળીઓ સૈન્યથી વીટેલો તું જનજો, બળે અહીશ તો શું કરીશ હુંજનજો ॥ ૧૯
રૂષી કેહે દેવીના સુણી વચનજો, ધાયો અસુર ધુમ્રલોચનજો ॥ ૨૦
દોડી આવ્યો તે સુરે ભયેજો, હુંકારે કર્યો ભસ્મ તેનેજો ॥ ૨૧
એમ અસુરનો કીધો લોપજો, તવ શૈન્યને ચડયો અતી કોપજો ॥ ૨૨
એવું જોતાં દેવીએ જાણુંજો, મુકયાં તેનાં ઉપર તીક્ષણ બાણુંજો ॥ ૨૩
સાંગ ફરશીનો કર્યો વરસાદજો, તવ અસુરો કરતા સીંહ નાદજો ॥ ૨૪
બાણ વૃષ્ટી કરતા તે અતીજો, શસ્ત્ર અસ્ત્રની રૂડી ગતીજો ॥ ૨૫
ખડગભાલા બરછીને તુંમરજો, મુકે ધનુષ્યથી વળી શરજો ॥ ૨૬
એમ યુદ્ધ થયું અઘોરજો, થયો અતીશય થતાં શોરજો ॥ ૨૭
દેવી વાહન સીંહ છે જેહજો, આવ્યો ભયંકર નાદ કરતો તેહજો ॥ ૨૮
ને પેઠો શૈન્યની મધ્યેજો, અતી અશુરો કર્યા તેણે વધ્યજો ॥ ૨૯
નખે કરી ચીર્યા કોના દેહજો, કોનાં શીર પૃથ્વી જેહજો ॥ ૩૦
મુખવડે કોને કરડેજો, વેગ થકી કો તેમાં રવડેજો ॥ ૩૧
ચાંપી ઘાલે તે કોના દેહજો, મારે દૈત્યોને બળે કરી તેહજો ॥ ૩૨
ધડથી જુદાં કરે કોનાં શીશજો, નખે મારે કરી બહુ રીશજો ॥ ૩૩
કોની ભુજા છેદે બળે કરીજો, મુસ્તક છેદે કંઠે નખભરી ॥ ૩૪
રૂધીર પીએ અસુરનું બહુ જો, ક્રોધે ભર્યો સિંહ જાયસહુજો ॥ ૩૫
પરાક્રમ સીંહ અતી કીધોજો, બળીઆ દાનવથી તે નવ બીધોજો ॥ ૩૬

ક્ષણમાત્રમાં શૈન્ય કીધું નાશજો, રહ્યાદૈત્યતે નાઠા પામીત્રાશજોા ૩૭
જઈકહો શુંભનેસમાચારજો, બાળ્યો ધુમ્રલોચન દેવીસારજોા ૩૮
તેનું વાહન સીંહ જે હોયજો, તેણે માર્યું સૈન્ય શર્વે શોયજો ા ૩૯
અતી કોપે ચડચો શુંભરાય જો, તેથી ફરકચો મુખ હોઠ ત્યાંયજોા ૪૦
સાદ કરતો તે અસુરજો, ચંડમુંડને કેહેતો ભરપુરજો ા ૪૧
હેચંડમુંડ તમો જાઓજો, અતી સૈન્ય લઈ ત્યાં જાઓ જો ા ૪૨
સત્વર લાવો તે સ્ત્રીને હાંય જો, જઇ લાવો તેને ક્ષણ માંયજો ા ૪૩
કૈશ સહીબંધન કરી આણોજો, નવ આએ તેમ તમોજાણોજોા ૪૪
ત્યારે તમ આવે અસુરો જેહજો, શસ્ત્ર મારજો દુષ્ટ તેહજો ા ૪૫
દુષ્ટ સિંહને મારજો સારજો, નવ મુકવો તેને લગારજો ા ૪૬
શુદ્ધી વીનાનો પડે તે જ્યાજો, સ્ત્રીને બંધન કરજો ત્યારેજો ા ૪૭
અનેક ઉપાય કરીને આણોજો, છો સર્વમાં તમા શાણાજો ા ૪૮
છઠ્ઠો અધ્યાય પુરો થયો હાંય જો, થયાવીસ શ્લોક તેમાંહ્યજોા ૪૯
પદબંધકીધા ઉડતાલીશ જો, નમાવે વીણુ અંબીકાનેશિશજોા ૫૦
દેવી માહાત્મ્ય ઉત્તમ ચરીત્રજો, ભણે ભક્તીથી થાય પવીત્રજોા ૫૧
સુણે ગાય મનુષ્ય જેહજો પામે મુક્તી જાણો નીશ્ચેતેહે જો.ા ૫૨
**અમીચંદ અંબાના લાલે, પ્રેમે પદ બાંધ્યા રસાળે ા**

**ઈતિ શ્રી મારકંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે ધુમ્રલોચન વધો નામ ષષ્ટોધ્યાય: ા ૬ ા**

## રાગ.

રૂષી કેહે સુણો રાયજી એવી આજ્ઞા શુંભે કીધી ॥
શામ દામના ઉપાય કરજો શીખ એવી દીધી ॥ ૧ ॥
આજ્ઞા લઇને વીર ચાલ્યા સૈન્ય અગણીત સાથ ॥
હાથી ઘોડા રથ પ્યાદા અનેક શસ્ત્ર છે હાથ ॥ ૨ ॥
ચતુરંગણી સર્વ સૈન્ય લીધું, કેહેતાં નવ આવે પાર ॥
રથ ઘોષ થાય અતી ઘણો વળી હણહણે તોખાર ॥ ૩ ॥
મદ જરતા માતંગ ચાલે પાયદળ અતી દીશે ॥
નગ્ન આયુધ રાખી ચાલે ભરાયા અતિ રીશે ॥ ૪ ॥
હીમાચળનું શીખર શોભે કનકમય જે સાર ॥
ઉપર બેઠાં દેવી હાસ્ય કરતાં વારંવાર ॥ ૫ ॥
મંદમંદ હાસ્ય કરતાં દીઠાં અસુરોએ તે જાણ ॥
આયુધ ખેંચી મારવાનો કીધો યત્ન નીરવાણ ॥ ૬ ॥
ધનુષ્યે કો બાણ ચડાવે કો ત્રીશુળ ત્યાં ફેંકે ॥
ભીંદીપાલ ને તુમર ઝાલી ગદાફરશી ઊવેખે ॥ ૭ ॥
ખડગ ચમકે ગદા ધમકે ભાલા ચમકે હસ્ત ॥
અસુર શૈન્ય ત્યાં ચાલ્યું સનમુખ સર્વ થયા છે મસ્ત ॥ ૮ ॥
આવતું જોયું અંબીકાએ તવ ક્રોધ ચડયો તેને અતી ॥
રૂદ્ર મુખ થયાં તવ દેવી કોપની કીધી મતી ॥ ૯ ॥

ભયાનક મુખે તે દીશતું ભ્રગુટી ચડાવી શોય ॥
કપાળમાંથી તવ સમે પ્રગટયાં કાલી જે હોય ॥ ૧૦ ॥
મુખ વીક્રાળ બીહામણું ને પાસ હસ્તમાં શોભે ॥
ખટવાંગ શસ્ત્ર ધારણ કર્યાં છે સનમુખ નવ કો થોભે ॥ ૧૧ ॥

નરમાલાનું આભુષણ છે વ્યાઘ્રચર્મ પરીધાન ॥
શુષ્ક ઉદર દીશે વળી ભયાનક તે સ્થાન ॥ ૧૨ ॥
મુખ વીક્રાળ બીહામણુંજી નીકળે છે બાહાર ॥
રક્ત નેત્ર તો અતી દીશે જાણુ કીધો મદીરા હાર ॥ ૧૩ ॥

ભયાનક એવું રૂપ પ્રગટયું મુખ શબ્દ આવે દશોદીશ ॥
પડતું નાખ્યું વેગથી અસુર મારે કરી રીશ ॥ ૧૪ ॥
ભક્ષણ કરતી ચાલી અસુરનું પકડે અંકુશ ધાર ॥
પાર્શ્વી જેના હસ્ત વીશે છે ઘંટા હસ્ત અસુર ॥ ૧૫ ॥

તે સર્વને નીજ હસ્તે ગ્રહીને મુખ મધ્યે સર્વ મુકે ॥
મેઘાડંબર સહીત હસ્તી ઘાલે મુખ નવ ચુકે ॥ ૧૬ ॥

સ્વાર સાથે અશ્વઝાલી રથ સાથી સંગ ॥
પ્યાદલ ઝાલે અતિશય તે આણી મન ઉમંગ ॥ ૧૭ ॥
કેશ ઝાલી કોને પટકે કોની ડોક ત્યાં મરડે ॥
કોને પાગથી ચગદી નાંખે કોના ચર્મ ઉચરડે ॥ ૧૮ ॥

છાતી ફુડે કોઇની સર્વ ભક્ષ કરતી જાય ॥
એવું કોલાહલ દેખી અસુરો કોપ્યા રણની માંય ॥ ૧૯ ॥

નાના વીધીના અસુરો મુકે શસ્ત્ર અસ્ત્ર અનેક ॥
સર્વ ભક્ષ તે કાલીકા કરે છે જોતાં સર્વ વીશોક ॥ ૨૦ ॥
ક્ષણુ માત્રમાં સર્વ નાશ કીધું જોતાં સૈન્ય અપાર ॥
દેખી ચંડ ધાયો સહી સનમુખ કાળ નીરધાર ॥ ૨૧ ॥
શસ્ત્ર મુકયાં અતી ઘણાં ને ઢાંકયા કાળી જાણુ ॥
અંધકાર હુવો સહી નવ દેખાય ત્યાં ભાણુ ॥ ૨૨ ॥
બાણુ કેરી વૃષ્ટી કરતો ચક્ર ફેંકે અતી ॥
ઢાંકી દીધી કાળીકાને યુદ્ધમાં રૂડી છે ગતી ॥ ૨૩ ॥
શસ્ત્ર અસ્ત્ર જે મુકયાં સર્વે તે કાળીએ લીધાં મુખ ॥
શોભા તેની થઇ રહી છે નવ કાંઈ તેનું દુઃખ ॥ ૨૪ ॥
વીક્રાળ મુખ બીહામણું મોટા દંતથી કરડે ॥
અતી ઘણા ને ઉજવલ દીશે તેથી દૈત્યો ભરડે ॥ ૨૫ ॥
ક્રોધ કરી સાદ કીધો ઉઠ સીંહ તું આજ ॥
સત્વર તોળી વધ કરવાને કાજ ॥ ૨૬ ॥
ચંડ સનમુખ આવી પહોચ્યાં પકડયા તેના કેશ ॥
નીજ હસ્તમાંથી ખડગ કાહાડી કાપ્યું તેનું શીશ ॥ ૨૭ ॥
એવું જોતાં મુંડ ધાયો શરવૃષ્ટી કરતો અપાર ॥
કાળીએ તવ ક્રોધ કરીને પાડયો ભુમી મોઝાર ॥ ૨૮ ॥
ખડગ મારી શીશ કાપ્યું મુંડ કેરૂં જાણુ ॥

એવું જોતાં સૈન્ય મધ્યે પડયું છે ભંગાણુ ॥ ૨૯ ॥
ભય પામી દશોદીશ નાસે જોતાં તેણી વાર ॥
ચંડમુંડના શીશ લીધાં કાળીએ હસ્તમોઝાર ॥ ૩૦ ॥
ખડખડ હસીને બોલી કાળી સાંભળ ચંડી વચન ॥
ચંડમુંડ બે પશુ લાવી કરીને વતન ॥ ૩૧ ॥
તુજ અર્થે લાવીશ દીવળી કરો ગમતાં કાંમ ॥
યુદ્ધ યજ્ઞમાં તમો હણુજો શુંભ નીશુંભ જે નાંમ ॥ ૩૨ ॥
રૂષી કેહે છે રાયને એવું અદભુત કાલી કર્મ ॥
ચંડમુંડનો વધ દેખીને રીઝયાં ચંડીકા પર્મ ॥ ૩૩ ॥
આણુંદ વ્યાપી વચન કેહે છે સુણુ કાળી તું જાંણુ ॥
વીખ્યાત થાશે જગત મધ્યે ચામુંડા નામ નીરવાણુ ॥ ૩૪ ॥
ચંડમુંડનો વધ કર્યો માટે નામ તુંજ વીખ્યાત ॥
વચન મારૂં નીશ્ચે જાણો રેહેશે તે અખ્યાત ॥ ૩૫ ॥
પંચ વીશ શ્લોકે અધ્યાય પુરો થયો છે નીરવાણુ ॥
પદબંધ થયા પંચ ત્રીશ કીધા વીષ્ણુએ પ્રમાણુ ॥ ૩૬ ॥
માહાત્મ્ય છે એ દેવી કેરૂં ઉત્તમ ચરીત્રનો ભાગ ॥
ભણે સાંભળે શીખવે તેને મળે મુક્તીનો માર્ગ ॥ ૩૭ ॥
અમીચંદ અંબાના લાલે, પ્રેમે પદ બાંધ્યા રસાળે ॥
ઈતી શ્રીમારકંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી
માહાત્મ્યે ચંડમુંડ વધો નામ સપ્તમોધ્યાયઃ ॥

## રાગ.

રૂષી કેહે છે સુણો તમો રાયરે, કહું ચંડી માહાત્મ્ય મહીમાયરે ॥૧
ચંડમુંડ પડ્યા તે જાણીરે, વળી સેનાનો નાશ પ્રમાણીરે ॥૨
કોપ્યો શુંભ અતી ત્યાં બળીઓરે, યુદ્ધ નવ જાય કોને કળીઓરે ॥૩
સત્વર સૈન્ય કીધું તૈયારરે, જેનો ગણતાં નવ આવે પારરે ॥૪
અતી દૈત્યો ગદાયુદ્ધ નામેરે, ધસી આવ્યા તે શુંભ સામેરે ॥૫
બીજા કંબુક નામ નીસારરે, આવ્યા ચોરાશી બળીઆ અપારરે ॥૬
તેને શુંભ કેહેતો જાણુરે, સત્વર થાઓ તમો પ્રમાણુરે ॥૭
પોતપોતાના સૈન્યો સાથેરે, જઈ ભરો શત્રુ શું બાથરે ॥૮
કોટી વીર્ય નામના અસુરોરે, નીકળ્યા પંચાશ સૈન્ય ભરપુરરે ॥૯
શત એક ધુમ્ર નામે જેહરે, સૈન્ય સહીત નીકળ્યો તેહરે ॥૧૦
કાળવંશી દુર્હૃદવંશ કહીએરે, સુર્યવંશ કાલેકવંશ લહીએરે ॥૧૧
નીજનીજ સૈન્ય લઇને જાઓરે, આજ કરવા યુધ્યે ધાઓરે ॥૧૨
એવી કઠીણ આજ્ઞા સાંભળીરે, અસુરો નીકળ્યા સર્વ ખળભળીરે ॥૧૩
મોટું સૈન્ય સમુહ ત્યાં ચાલ્યોરે, રણમધ્યે તો શુંભ આવ્યોરે ॥૧૪
ભયંકર સૈન્ય જોયું જ્યારેરે દેવી સાવધ થયાં તે વારેરે ॥૧૫
લીધું ધનુષ્ય નીજ હસ્તરે, થયાં મનમાં બહુ મસ્તરે ॥૧૬
કીધો પ્રતંચાનો ત્યાં નાદરે, દિશા ગાજી રહી તે સાદરે ॥૧૭

ગાજ્યો સીંહુ વળી અપારરે, ઘંટ નાદ કીધો દેવી સારરે ॥૧૮
કીધો કાળીકાએ સાદરે, તેથી ઢંકાયો આભનો નાદરે ॥૧૯
સીંહુ ગાંજ્યો ને ઘંટા સુરરે, ધનુષ્ય ટંકારવથી ભરપુરરે ॥૨૦
એવો નાદ સુણી ભયંકારરે, અસુરો ક્રોધ પામ્યા અપારરે ॥૨૧
સીંહ કાલીને ચંડી જેહુરે, વીટી લીધાં અસુરોએ તેહુરે ॥૨૨
તવ આશ્ચર્ય હુવું ત્યાં એકરે, તુજને કહું તે વીશેકરે ॥૨૩
શિવ બ્રહ્મા ને કાર્તીક સ્વામીરે, ઇંદ્ર શક્તી આવી શીરનાંમીરે ॥૨૪
ચારો દેવના દેહુમાંથી નીકળીરે, આવી ચંડી પાસે ચારે મળીરે ॥૨૫
જે જે દેવની શક્તી હોયરે, તે તે રૂપે તું ત્યાં સોયરે ॥૨૬
શણુગાર સજ્યા છે તેં એવારે, છે વાહુન સર્વના જુજવાંરે ॥૨૭
તેનું વર્ણન કરૂં આ ઠામરે, જેના મહીમા પ્રસીદ્ધ સંસારરે ॥૨૮
હુંસ જોડેલા વૈમાન મધ્યેરે, બ્રહ્મા શક્તી બેઠાં છે અવશ્યરે ॥૨૯
જપ માળા કંઠે ત્યાં ધરીરે, કમંડળ શોભે હુસ્તે કરીરે ॥૩૦
અન્ય સણુગાર પેહુર્યાં છે અતીરે, રૂડી બ્રહ્માણી કેરી ગતીરે ॥૩૧
નંદી ઉપર થઈ સ્વારરે, ત્રીશુળ ધર્યું હુસ્ત મુજારરે ॥૩૨
કંકણુ સર્વના હુસ્તે શોભેરે, ચંદ્રકળા આભુષણુ હોયરે ॥૩૩
એવાં મહેશ્વરી શુભ શક્તીરે, આવી ઉભાં છે ઉગ્રવ્યક્તીરે ॥૩૪
હુસ્તે શાંગ શોભે છે એકરે, ઉત્તમ વાહુન મયુર વીશેકરે ॥૩૫

કાર્તીકસ્વામીની શક્તીએકહીયેરે, કૌમારી નામ તેનું લહીએરે ॥૩૬
આવી ઉભાં તે દૈત્ય સન્મુખરે, જોતાં પામ્યા દેવો સર્વ સુખરે ॥૩૭
વિષ્ણુ શક્તીનો ડોળ છે ભારીરે, કરી ગરૂડ ઉપર અસ્વારીરે ॥૩૮
શંખ ચક્ર ગદા છે હસ્તરે, સારંગ ધનુષ્ય ધર્યું પ્રસસ્તરે ॥૩૯
ભુજવાં શસ્ત્ર ધર્યાં હસ્તાચારરે, શોભા કેહેતાં નવ આવે પારરે ॥૪૦
પાંચમું ખડગ લીધું બગલ મુજારરે, આવી વૈષ્ણુવીશક્તિ ત્યાં

સારરે ॥૪૧
યજ્ઞ વરાહ રૂપ જે કહીયેરે, તેતો હરીરૂપ નીશ્ચે કહીયેરે ॥૪૨
એ શક્તી વારાહની જાણરે, આવી ભયંકરરૂપ પ્રમાણરે ॥૪૩
નરસિંહ રૂપ પ્રભુ જેહરે, અદભુત શક્તીરૂપે તેહરે ॥૪૪
અતી શોભે છે તેના કેશરે, આવી નરસિંહ તે વેશરે ॥૪૫
જ્યારે કેશ હલાવે તે સર્વરે, હાંકે નક્ષત્રો કરીને ગર્વરે ॥૪૬
નેત્ર સહસ્ત્ર છે જેને અંગેરે, ધરી હસ્તમાં વજ્ર ઉમંગેરે ॥૪૭
ઐરાવત ઉપર કરી સ્વારીરે, આવી ઇંદ્રશક્તિ પાધરીરે ॥૪૮
સર્વશક્તિ આવી શિવ પાશરે, બોલ્યા ઇશ તવ ઉલાશેરે ॥૪૯
સુણ ચંડીકા કહું તુને વાતરે, દેવશક્તિ છે સર્વ સાક્ષાતરે ॥૫૦
માર્યો દૈત્યોને શુભ કરી મનરે, જેથી થાઉં હું પ્રસન્નરે ॥૫૧
તવ ચંડીકા કેરા દેહથીરે, એક શક્તી નીકળી તેના તેજથીરે ॥૫૨

અતિ તિક્ષણ ભયંકર તેનો શબ્દરે, તે શક્તિનું છે શિવા નામરે ॥૫૩
સત ઘણો શબ્દ તેનો જાણોરે, નવ કેહેવાય તેનાં પ્રમાણોરે ॥૫૪
તે દેવી તો અજીત કહીએરે, શિવ દુતી જટા ધારી લહીએરે ॥૫૫
શિવ પ્રત્યે બોલી તે દેવીરે, સુણો ભગવંત વાત કહું તે હેવીરે ॥૫૬
તમો દુત હમારા થાઓરે, શુંભ નીશુંભ પાસે જાઓરે ॥૫૭
અતિ અભીમાની છે તેહરે, વળી સૈન્ય છે સર્વે જેહરે ॥૫૮
ત્યાં જઈ તમારે કેહેવુંરે, જઈ પાતાળે સર્વે વશવુંરે ॥૫૯
આપો ત્રૈલોક્ય ઇંદ્રને આજરે, રહેશો જીવંત સર્વે સાજરે ॥૬૦
સર્વદેવોને અગ્રભાગઆપોરે, સ્થાનક પાતાળે જઇને થાપોરે ॥૬૨
કરશો માંસ ભક્ષણ તમ સર્વરે, પશુપક્ષી આણીને ગર્વરે ॥૬૩
એવું સુણીને ચાલ્યા માહાદેવરે, જગત કરે છે જેની સેવરે ॥૬૪
દુત થઇને ચાલ્યા છે તેહરે, શિવદુતી નાંમે કેહેછેરે ॥૬૫
પ્રસિદ્ધ છે તે સંસારરે, એનો જાણે નહી કો પારરે ॥૬૬
આવી સુંભ નીશુંભને કહ્યુંરે, સર્વ વૃત્તાંત જે ત્યાં થયુંરે ॥૬૭
એણીપેર સુણી વૃત્તાંતરે, થયા અસુરો ક્રોધાક્રાંતરે ॥૬૮
સર્વે સજ્યાં તે નીજ હથીયારરે, ચાલ્યા કાત્યાયની પાસે સારરે ॥૬૯
મુક્યાં તિક્ષણબાણ કરી ક્રોધરે, શાંગભાલા મુકે બળીયા યોદ્ધરે ॥૭૦
અતિ વૃષ્ટી કરી શર કેરીરે, મુકે ભીંડીપાળ ગદા ઘેરીરે ॥૭૧

ચાય ખડગ તણા ખખડાટરે, ભાલાબરછી તણા ચળકાટરે ॥૭૨
કો ફેંકે ગદા હસ્તે ગ્રહીરે, ફેંકે ભીંડીપાળ ગોળા સહીરે ॥૭૩
મુકે તુંબર ક્રોધ આદરીરે, જાય ભાલા તે વાટ પાધરીરે ॥૭૪
કો મુકે અગ્ન્યાસ્ત્ર બાણુરે, વરૂણાસ્ત્ર મુકે જાણુરે ॥૭૫
કો પવનાસ્ત્ર કરે સંધાણુરે, કો મુકે અસ્ત્ર પાષાણુરે ॥૭૬
વજ્રાસ્ત્ર મુકે અસુરરે, ક્રોધે થયા છે સર્વ ભરપુરરે ॥૭૭
એમ સર્વ સૈન્ય કરે યુદ્ધરે, તવ દેવીએ મુકયાં આયુધરે ॥૭૮
જાણે લીલા કરતી હોય જેમરે, ફેંકે ધનુષ્યથી બાણો તેમરે ॥૭૯
મુકે ચક્ર ત્રિશુળને ફરશીરે, કોપે બાણો રહ્યાં છે વરશીરે ॥૮૦
શત્રુ શસ્ત્ર ન આવે પાસરે, દેવી શસ્ત્રથી થાય સર્વ નાશરે ॥૮૧
કાલી કરે છે યુદ્ધ અપારરે, ત્રીશુળ ખટવાંગથી બહુ મારેરે ॥૮૨
ખટવાંગથી છેદે છે શીશરે, ચીરે ત્રીશુળથી આણી રીશરે ॥૮૩
હુતા ચંડી સનમુખ જે સુરરે, કીધા કાળીએ તેને ચકચુરરે ॥૮૪
કલ્લોલ કરતા ફરે થઈ મસ્તરે, મારે અસુરોને નીજ હસ્તરે ॥૮૫
ધાયાં બ્રહ્માણી દૈત્યો ઉપરરે, છાંટે કમંડળ કેરૂં નીરરે ॥૮૬
બળ પરાક્રમ લીધાં હરી, નિરબળ કીધી સૈન્યા આસુરીરે ॥૮૭
માહેશ્વરી કરે ત્રીશુળ મારરે, વૈભવી મુકે છે ચક્ર નીરધાર ॥૮૮
સાંગ કૌમારી જાણીરે, એમ મુકે સર્વ ક્રોધ આણીરે ॥૮૯

ઈંદ્રાણી કરે વજ્રપાતરે, નવ રાખે અસુરની જાતરે ॥૯૦
અતી તુમુલ યુદ્ધ ત્યાં થયુંરે, વીસ્તારથી તે નવ જાય કહ્યુંરે ॥૯૧
રૂધીર કેરી સરીતા તો ચાલીરે, કરે ભક્ષણ પશુ સર્વે મહાલીરે ॥૯૨
યક્ષ યક્ષણી ભુત આદીરે, ડાકેણ શાકેણ ચડીછે સવાદેરે ॥૯૩
ગીધ આદી પક્ષી ફરે સર્વરે, તેને આવ્યું ઉજાણીનું પર્વરે ॥૯૪
કોના શીશ તણાએ તે માંહ્યરે, મુગટ રહ્યા શોભે છે ત્યાંયરે ॥૯૫
કોનો હસ્ત ને કોનો પાયરે, વેહે સરીતા કરતી નાદરે ॥૯૬
પડ્યા પૃથ્વી ઉપર કોના દેહરે, એમ માર્યા અસુરો બહુ છેહરે ॥૯૭
વારાહીયે મુક્યું ત્યાં ચક્રરે, બળીયા અસુરો હુતા જેવા શક્રરે ॥૭૮
માર્યા તેણે અસુરો ત્યાં બહુરે, મુકી મોહો માયાને માલે સહુરે ॥૯૯
નીજદાઢથી ચીરે વળીરે, એમ અસુરોને મારે સર્વ મળીરે ॥૧૦૦
નારસિંહ ગાજી ત્યાં અતિરે, સર્વ દીશામાં કીધી તેણે ગતીરે ॥૧૦૧
નીજ નખવડે કોને ફાડ્યારે, વાહ પ્રહારે કોને પછાડ્યારે ॥૧૦૨
ભક્ષણ કરે ફરે કુદડીરે, થાએ દેવ આનંદ તે ઘડીરે ॥૧૦૩
શીવ દુતી હસી તે વારરે, તેથી મુરછા પામ્યા દૈત્યો સારરે ॥૧૦૪
પડ્યા ભુમી ઉપર તે જાણેરે, ભક્ષ કર્યા તેણે નીર્વાણેરે ॥૧૦૫
એમ શક્તી કરે યુદ્ધ સારરે, સર્વે ક્રોધી દીઠા અવારરે ॥૧૦૬
હુતા દૈત્યો અતી જે બળીયારે, યુદ્ધે નવ જાય કોના કળીઆરે ॥૧૦૭

નાશ કીધા શક્તીએ સર્વરે, જોઈ સૈન્ય નાસે મુકી ગર્વરે ॥૧૦૮
દીઠું નાસતું સૈન્ય ત્યાં જ્યારેરે, આવ્યો અસુર બળીયો એક ત્યારેરે ॥૧૦૯
કોપ ચઢ્યો છે તેને અતીરે, કરતો યુદ્ધ કેરી તેતો મતીરે ॥૧૧૦
નામે રક્તબીજ તે કેહેવાયરે, કહું એ દૈત્ય કેરો મહીમાયરે ॥૧૧૧
તેને વરદાન છે એવું જાણુરે, નીજ રૂધીર બીંદુ નીરવાણુરે ॥૧૧૨
ઉઠે પૃથ્વી ઉપર તે જ્યારે, તેનો પુરૂષ ઉત્પન થાયત્યારેરે ॥૧૧૩
રક્ત બીજ સરખો તે જાણુરે, પરાક્રમે તેવો પ્રમાણુરે ॥૧૧૪
એવો રક્તબીજ અસુરરે, કરે યુદ્ધ ક્રોધે ભરપુરરે ॥૧૧૫
હસ્તે ગદા ગ્રહી તે ચાલ્યોરે, ઈંદ્ર શક્તી સનમુખ તે આવ્યોરે ॥૧૧૬
મારી ગદા અસુર જ્યારેરે, કીધા કટકા ઈંદ્રાણીએ સારરે ॥૧૧૭
મુકયું અસુર ઉપર વજ્ર જે હરે, વાગ્યું રક્ત બીજને તેહરે ॥૧૧૮
તેના દેહથી નીકળ્યું રૂધીરરે, તેનો ઉત્પન્ન થયો એક વીરરે ॥૧૧૯
બીજાં પડ્યાં બીંદુ અવારરે, તેના અતી થયા અસુરો સારરે ॥૧૨૦
બળ વીર્ય જેવા રક્તબીજરે, તેવા અસુરો એ સર્વ નીજરે ॥૧૨૧
કરે યુદ્ધ સર્વ ગ્રહી શસ્ત્રરે, રીશે ભર્યા ફેંકે છે અસ્ત્રરે ॥૧૨૨
વળી ઈંદ્રાણીએ માર્યું વજ્ર સહીરે, નીકળ્યું મુસ્તકમાંથી તવ લોહીરે ॥૧૨૩

કરી રૂધીરે ત્યાં ગતિરે, તવ પ્રગટયા અસુરો અતીરે ॥૧૨૪
આવી વૈષ્ણવી તેણે ઠામેરે, મુકયું ચક્ર તે સર્વે ભમેરે ॥૧૨૫
રકતબીજને મારે ગદા સારરે, નીકળે રૂધીર કેરી તવ ધારરે ॥૧૨૬
નીપજે દૈત્યો અતીરે, હણે ચક્ર કરે ભ્રમર ગતીરે ॥૧૨૭
કઠોર વચન ઇંદ્રાણીએ કહ્યાંરે, તે અસુરોએ સર્વે લહ્યાંરે ॥૧૨૮
રક્તબીજને ચક્ર માર્યુંરે, તેથી રૂધીર તેનું બહુ પાડયુંરે ॥૧૨૯
તેથી અનેક થયા દૈત્ય ઉત્પન્ન, જોતાં વીસ્મે થયાં સર્વ મનરે ॥૧૩૦
જગત્ વ્યાપી રહ્યું તે અસુરથીરે, દેવ આશ્ચર્ય પામ્યા સર્વ મનથીરે ॥૧૩૧
સાંગ મારી કૌમારીએ વળીરે, વારાહીયે મારયો ખડગ જાલીરે॥૧૩૨
મહેશ્વરી ત્રીશૂળ ત્યાં મારેરે, રક્તબીજ ઉપર ક્રોધકરી ભારેરે ॥૧૩૩
રક્તબીજને ચડયો તવ કોપરે, હસ્તે ગદાગ્રહી છે આપરે ॥૧૩૪
સર્વ શક્તિને મારે બળે કરીરે, છેદે શક્તીઓ સર્વે આવીરે ॥૧૩૫
સાંગ ત્રીશૂળ ને તલવારરે, ભાલા બરછી ને ચક્ર અપારરે ॥૧૩૬
તેના છેદથી નીકળે રૂધીરરે, તેના અનેક પ્રગટયા ત્યાં વીરરે ॥૧૩૭
સર્વ જગતમાં તે ભરાયારે, દેવે જાણ્યું આપણ હવે હાર્યારે ॥૧૩૮
આ અસુર છે અતી બળીયોરે, યુદ્ધે નવ જાય કોને કળીયોરે ॥૧૩૯
એના મૃત્યુનું નથી પ્રમાણરે, એના સરખા અસુરો બહુજાણરે ॥૧૪૦

થાય ઉત્પન્ન સર્વે હેવારે, શૌર્ય બળે રકતબીજ જેવારે ॥૧૪૧
એવું જોઇને સર્વ દેવરે, ભયભીત થયા તે એવરે ॥૧૪૨
જોયા ચંડીએ દેવ ગભરાતારે, બોલ્યા ચંડી તદા મન માતારે ॥૧૪૩
હે ચામુંડે કરે તું રાહાડરે, તુજ મુખની કર મોટી ફાળરે ॥૧૪૪
મારા શસ્ત્રનો પ્રહાર જવ થાયરે, તવ રૂધીર લેજે મુખમાંયરે ॥૧૪૫
રકતબીજ દેહથી જે નીકળેરે, તે તુજ મુખ લેજે બળેરે ॥૧૪૬
રકતબીજથી થાય જે અસુરરે, લઈ મુખમાં કરજે તેને ચુરરે ॥૧૪૭
કરતી ભક્ષણ કરજે તેને તુંયરે, રકતબીજને મારૂં છઉં હુંયરે ॥૧૪૮
ઘટશે રૂધીર તેનું જ્યારે, નાશ થશે અસુરનો ત્યારે ॥૧૪૯
ઉત્પન્ન થયા અસુરો જેહરે, લેજે મુખમાં સર્વે તેહરે ॥૧૫૦
મુજ શસ્ત્રથી લોહી જે પડેરે, તું લેજે અધરનીજ વડેરે ॥૧૫૧
પૃથ્વી ઉપર રૂધીર પડે નહીંરે, નવોનવ થાય ઉત્પન્ન સહીરે ॥૧૫૨
એમ ચંડીએ કાળીને કહ્યુંરે, હસ્તે ત્રીશૂળ ચંડીએ ગ્રહ્યુંરે ॥૧૫૩
માંર્યું ત્રીશૂળ ચંડીએ તેવારેરે, લીધું કાળીએ મુખ મુઝારરે ॥૧૫૪
રકત બીજે મારી એક ગદારે, તેથી નવ પામી ચંડી આપદારે ॥૧૫૫
ત્રીશૂળ ઘાથી નીકળે રૂધીરરે, મુખમાં લેછે કાળી રાખી ધીરરે ।.૧૫૬
કાળી મુખમાં થાય અસુરરે, રૂધીર બીંદુથી પ્રગટ્યા ભરપુરરે॥૧૫૭
ભરડે મુખમાં નીજ દંતે કરીરે, રૂધીર વીતી ફરે ચોફેરીરે ॥૧૫૮

બાણ ત્રીશૂળને તલવારરે, વજ્ર ભાલાનો કીધો છે મારરે ॥૧૫૯
એમ ચંડીએ પ્રાહાર અતી કીધોરે, રૂધીર રસ ચામુંડાએ
સર્વ પીધોરે ॥૧૬૦
રૂધીરવીનાનો થયો રકત બીજરે, પડયો પૃથ્વી ઉપર તે વીરરે ॥૧૬૧
સુણે રાય અસુર પડયોરે મર્ણરે, પ્રાણ વીનાનો પડયોછે તેમરે ॥૧૬૨
જ્યારે પ્રાણ થયા તેના નાશરે, ત્યારે દેવનો ગયો સર્વ ત્રાસરે ॥૧૬૩
આનંદ પામ્યા દેવતા સર્વરે, શકતીઓને આવ્યું મોટું પર્વરે ॥૧૬૪
માંસ ખાય રૂધીર પીએ મસ્તરે, સુંદર ગાય નાચે થઈપ્રશસ્તરે ॥૧૬૫
પુર્ણ અધ્યાય થયોછે હાંયરે, શ્લોક એક શષ્ટ છે તે માંહેરે ॥૧૬૬
પદબંધ કીધા તેના જાણરે, એક શત ચતુષષ્ટી પ્રમાણરે ॥૧૬૭
કીધા વીષ્ણુએ તે શીરનામીરે, રાખી ચંડીકાની બહુ હામીરે ॥૧૬૮
ઉત્તમ ચરીત્રનો ભાગ છે એહરે, તેમાં રકત બીજ વધ કહયો
જેહરે ॥૧૬૯
ભણે ભણાવે સુણે જે કર્ણરે, તેને ચંડીકા રાખે છે શર્ણરે ॥૧૭૦
બોલો શ્રોતાજન સ્વર અંબેરે, કોહો એકવાર જયજય અંબેરે ॥૧૭૧
**અમીચંદ કે ભજો ભવાનીરે માતા શદા રાખે મેરબાનીરે.**

॥ ઇતી શ્રી મારકંડેયપુરાણે સાવર્ણીકે મન્વતરે દેવી મહાત્મ્યે
રકતબીજ વધો નામ અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

**અષ્ટમોધ્યાય સમાપ્ત.**

## રાગ.

રાજા કેહે સુણો રૂષીરાયજી, કહ્યો રકતબીજ મહીમાંયજી ॥
આશ્ચર્યકાર. સર્વ એહજી ॥ ઢાળ ॥
આશ્ચર્યકારક સુણ્યો સઘળો રકતબીજ વધ મહીમાય ॥
શુંભ નીશુંભ અતી કોપ પામી કરતા શું રહી ત્યાંય ॥ ૧ ॥
તે સંભળાવો મુજને કૃપા કરી મુનીજંન ॥
નવ પામું હું તૃપ્તી સુણતાં દેવીકથા પાવન ॥ ૨ ॥
તવ રૂષી કેહે સુણો રાયજી કહું તેનો વીસ્તાર ॥
રકતબીજનો વધ થયો વળી મુવા અસુર અપાર ॥ ૩ ॥
તે જોઇને અતી ક્રોધ પામ્યા શુંભ નીશુંભ જે ભુપ ॥
અન્ય સૈન્ય ત્યાં નીસુંભ લાવ્યો દીશે અતી અનુપ ॥ ૪ ॥
આગળ પાછળ વીટી રહયા છે મોટા મોટા અસુર ॥
હોઠ ડંશી આવ્યા મારવા કરી ક્રોધ ભરપુર ॥ ૫ ॥
નીજ સૈન્ય સાથે સુંભ આવ્યો માતૃકા શું કરતો યુદ્ધ ॥
કોપ કરી સનમુખ આવ્યો જ્યાં ચંડીકા છે પ્રમુખ ॥ ૬ ॥
બાણવૃષ્ટી અતી ચાલી જાણે મેઘની ધાર ॥
આકાશ મધ્યે અભ્ર પેઠે એક એક ઉપર સાર ॥ ૭ ॥
નાના વીધીનાં શસ્ત્ર અસ્ત્ર તે મુકે દૈત્યો અનેક ॥
નીજ શસ્ત્રવડે છેદી નાંખે દેવી સર્વ વીસેક ॥ ૮ ॥

અન્ય બાણુ વળી દેવી મુકે શુંભ નીશુંભ ભુપાળ ॥
આવી ભેદ્યાં અંગ મધ્યે જોતાં ઉઠી જ્વાળ ॥ ૯ ॥
ખડગ ચળકતું હસ્ત લીધું વળી લીધી સુંદર ઢાલ ॥
નીશુંભ તે લઇને દોડયો આણુવા સીંહનો કાળ ॥ ૧૦ ॥
દેવી વાહન સીંહ ઉપર કર્યો ઘા તેણે એક ॥
માર્યું બાણુ એક ચંડીએ તેણે છેધું ખડગ વીશેક ॥ ૧૧ ॥
અષ્ટ ચંદ્રક ઢાલ છેદી કોપ્યો તવ અસુર ॥
સાંગ ફેંકી તવસમે દેવી પર ક્રોધ કરી ભરપુર ॥ ૧૨ ॥
ચક્ર મુકી વીભાગ કીધા કટકા બે નીરવાણુ ॥
અતી કોપ કરી નીશુંભે લીધું ત્રીશુળ એક નીજ પહાણુ ॥ ૧૩ ॥
મુષ્ટી વડે તે જાલી લીધું દેવીએ તતકાળ ॥
ચુરેચુરા કરી નાંખ્યા જાણે વૃક્ષછાલ ॥ ૧૪ ॥
નીશુંભે તવ ગદા ફેંકી ચંડીકાપર તેહ ॥
ત્રીશુંળ મારી વીભાગ કીધા અનેક તેના છેહ ॥ ૧૫ ॥
ફરશી લઇને નીશુંભ આવ્યો ચંડી સનમુખ સાર ॥
બાણુવૃષ્ટી અતી કરીને પાડયો ભુમી મોઝાર ॥ ૧૬ ॥
અતી પરાક્રમી નીશુંભ પડયો તારે કોપ્યો શુંભ ત્યાં અતી॥
આવ્યો સનમુખ અંબા કેરી કરતો યુદ્ધની મતી ॥ ૧૭ ॥

સુંદર રથમાં બેઠો પોતે આયુદ્ધ મોટ મોટાં ધર્યાં ॥
ઊંચી ભુજાથી આકાશ ઢાંકી સર્વ દીશા તેણે ભર્યાં ॥ ૧૮ ॥
આવતો જોયો દેવીએ તવ કીધો ધનુષ્યટંકાર ॥
શંખનાદ કીધો ભયંકર પોંહોંચ્યો સર્વ સંસાર ॥ ૧૯ ॥
ઘંટાનાદ કીધો વળી તતક્ષણ હુવા અસુર ॥
એ સર્વ કેરા નાદથી દશ દીશા થઇ ભરપુર ॥ ૨૦ ॥
મદોન્મત્ત માતંગ કેરો નાશ કરતા જે સીંહ ॥
ગર્જના કીધી વળી તેણે વ્યાપી પૃથ્વી આકાશ તેહ ॥ ૨૧ ॥
દીશા સર્વ ગાજી રહી તવ કાળી ગઈ આકાશ ॥
છલંગ મારી પાછી આવી કરતી મન ઉલાશ ॥ ૨૨ ॥
બે હસ્ત પછાડ્યા પૃથ્વી ઊપર તેનો નાદ જે થયો ॥
સીંહ કેરો નાદ હતો તે સર્વ ઢંકાઈ ગયો ॥ ૨૩ ॥
શીવદૂતીએ વળી હાસ્ય કીધું અતી ઊંચે સ્વરે ॥
ત્રાસ્ પામ્યા દૈત્ય સર્વે એ સાથ બાથ કોણ ભરે ॥ ૨૪ ॥
એવું જોઈ અતી કોપ પામ્યો શુંભ બળીયો રાય ॥
દેવી બોલ્યાં તવ સમે દુષ્ટ રેહે ઊભો કેહેતાં જાય ॥ ૨૫ ॥
એવાં વાક્ય દેવીનાં સુણીને આકાશે રહ્યા જે દેવ ॥
જય થાઓ જય થાઓ તમારો કેહેતા સર્વે એવ ॥ ૨૬ ॥

શુંભે આવી અગ્નિ જેવી ભયંકર પ્રકાશીત જેહ ॥
જાજવલ્યમાન અગ્નિ જેમ પ્રગટે મુકી સાંગ એક તેહ ॥ ૨૭ ॥
દેવીએ તવ મુકી સાંગ એક ઊલકા નામે સાર ॥
નાશ કીધો દૈત્ય સાંગનો પાડી પૃથ્વી મુઝાર ॥ ૨૮ ॥
તે જોઇને સીંહનાદ કીધો શુંભરાયે જાણુ ॥
ત્રીલોક ગાજયું તવસમે સુણતાં તે નીરવાણુ ॥ ૨૯ ॥
ઘોર શબ્દ અકસ્માત થયો એક જોતાં સર્વે એવ ॥
નીશુંભ કેરા શબ્દને ઢાંકયો જોતાં સર્વે દેવ ॥ ૩૦ ॥
જય કેરી ઇચ્છા રાખીને શુંભ યુદ્ધતાં કરે ॥
અનેક શસ્ત્ર મુકે આદરીને અસ્ત્ર વીધી નવચુકે ॥ ૩૧ ॥
અગ્નિ પર્જન્યને પર્વત કેરાં વળી વજ્ર વાયવાસ્ત્ર ॥
બ્રહ્મ વરૂણ રૂદ્રાસ્ત્ર મુકે ચુકે નવ કોઈ અસ્ત્ર ॥ ૩૨ ॥
અન્યો અન્યતાં અસ્ત્ર મુકે કરે ક્રીડા તેહ ॥
દ્વંદ્વ યુદ્ધ હવું સહી શું કહું શોભા તેહ ॥ ૩૩ ॥
ચંડીકા પછી કોપીયાં તેણે ત્રીશૂળ હસ્તમાં લીધું ॥
માર્યું શુંભને તવસમે તેણે કર્મ અદભુત કીધું ॥ ૩૪ ॥
મુર્છા ખાઇ પડયો પૃથ્વી તવ નીશુંભને શુદ્ધ આવી ॥
[:ધનુષ્યબાણ લઈ સનમુખ આવ્યો જોઇ શુંભ ગતીહાવી ॥ ૩૫ ॥

સીંહ ચંડીકા કાળી ઉપર કરતો બાણુની વૃષ્ટ ॥
ઈચ્છા મનમાં એવી કરી જે આણું સર્વના રીષ્ટ ॥ ૩૬ ॥
પછીશુંભે એકઅદભુત કર્મકીધું નીજભુજ કીધાદશ હજારા
તેટલાં ધનુષ્ય ગ્રહીને કરતો શસ્ત્ર કેરો માર ॥ ૩૭ ॥
ચંડીકા આવે સર્વ દેવીને ઢાંકયાં મુકી બાણુ ॥
ચક્ર ધારા કરતો અસુર જાણે લેઉં સર્વનાં પ્રાણુ ॥ ૩૮ ॥
અંધકાર હવો સહી નવ દીશે ચંડીકા દેવી ॥
ઉન્મત્ત અસુર કરતો રહ્યોતાં શર વૃષ્ટી સર્વ દેવી ॥ ૩૯ ॥
વીપત્તી આવે જે સમે તે ટાળે દુર્ગા જાણુ ॥
દેવીએ તે કાપી નાખ્યાં નીશુંભ કેરાં બાણુ ॥ ૪૦ ॥
ચક્ર મુકી કાપ્યાં સર્વે નીશુંભ કેરાં જેહ ॥
તવ નીશુંભે કોપ કરીને લીધી ગદા હસ્તે તેહ ॥ ૪૧ ॥
સૈન્ય સહીત ને શણુર માલ્યો આવ્યો દેવી પાશ ॥
ગદા મુકી દેવી ઉપર કરવા તેનો નાશ ॥ ૪૨ ॥
આવતી જોઈ દેવીએ તવ લીધું ખડગ હસ્ત ॥
વીભાગ કીધા ગદા કેરા હતી જે પ્રશસ્ત ॥ ૪૩ ॥
એવું જોઇ વળી નીશુંભે લીધું ત્રીશૂલ હસ્ત મુજાર ॥
તે જોતાં દેવીએ એક માર્યું ત્રીશૂલ શાર ॥ ૪૪ ॥

સત્વર મુકયું ક્રોધ કરીને ભેદ્યુ રૂદય તેણે જાણુ ॥
નીશુંભ કેરૂં રૂદય ફાટયું પ્રગટયો પુરૂષ એક નીર્વાણુ ॥ ૪૫ ॥
અતી પરાક્રમી છે સહી બળી તે વળી છેહ ॥
કેહેતો દેવીને વાણી એવી સ્થીર થઇ ઊભી રેહ ॥ ૪૬ ॥
તવ દેવીએ હાસ્ય કીધું ઊંચે સ્વરે જાણુ ॥
ખડગ કાહાડી મુસ્તક છેદ્યું તે પુરૂષનું નીરવાણુ ॥ ૪૭ ॥
પડયો પ્રથ્વી તવ સમે ગડગડયો સીંહ સાર ॥
નીજ ડાઢ વડે ડોક પકડી ખાધા અસુર અપાર ॥ ૪૮ ॥
કાળી ને વળી શીવદુતી કરે ભક્ષ અસુર ॥
કૌમારીની સાંગથી અનેક થયા ચકચુર ॥ ૪૯ ॥
બ્રહ્માણી તેરા પવીત્ર જળથી અનેક થયા ડીગમુડ ॥
પ્રાણુ વીનાના થઈ પડ્યા જે હુતા કર્મકુડ ॥ ૫૦ ॥
શીવશક્તીના ત્રીશૂળ વડે પડ્યા પૃથ્વી મુજાર ॥
વારાહીના તુંડઘાતથી થયા ચુરા સાર ॥ ૫૧ ॥
વૈભવીએ ચક્ર મુકી કર્યા કટકા અનેક ॥
ઈંદ્રાણીએ વજ્રઘાતથી કર્યા વળી વીશેક ॥ ૫૨ ॥
એણીપેરે ત્યાં યુદ્ધ થયું મુવા દાનવ અતી ॥
કાળ શીવદૂતી સીંહ તેણે કીધા ભક્ષણ કરી અતી ॥ ૫૩ ॥

ભયભીત થઈ તવ નાઠા અસુરો નીશુંભ મૃત્યુ જાણી ॥
ભંગાણ પડ્યું સૈન્ય મધ્યે નાઠા દશોદીશ ભણી ॥ ૫૪ ॥
આ અધ્યાય પુર્ણ કીધો શ્લોક ઓગણચાલીશ જાણ ॥
પદબંધ કીધા ચોપન એના વીષ્ણુદાશ પ્રમાણ ॥ ૫૫ ॥
નીશુંભ વધ એ અધ્યાયમાં કહ્યો ઉત્તર ચરીત્રનો ભાગ ॥
ગાય શીખે ને સાંભળે તેને મળે મુક્તીમાર્ગ ॥ ૫૬ ॥
શ્રોતાજન મારી સુણો વીનંતી કહું છઉં કરજોડી ॥
જય અંબે ભણો મુખથી ચંડી ગતી છે ચોડી ॥ ૫૭ ॥
॥ ઇતી શ્રી મારકંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે
નીશુંભ વધો નામ નવમોધ્યાયઃ ॥ ૯ ॥

રાગ.

રૂષી કેહે છે સુણો તમો રાય, શુંભે નીશુંભ વધ જોયો ત્યાંય ॥૧॥
પ્રાણ સરખો વહાલો નીજ ભાઈ, માર્યો દેવીએ તેને સાહી ॥૨॥
પામ્યું સૈન્ય ત્યાં મૃત્યુ અતી, જોઇ શુંભે એવી સર્વની ગતી ॥૩॥
કોપે ચડયો શુંભને તદા, કેહેતો વચન પામી આપદા ॥૪॥
હે દુર્ગા દુષ્ટ તું જાણ મુજ વચન સાંભળ નીરવાણ ॥૫॥
ગર્વ કરે છે બળનો અતી, અભીમાની છે તારી મતી ॥૬॥
નવ કરે એકલડી યુદ્ધ, સાથે શકતીઓ છે અબધ ॥૭॥

તેના બળ વડે તું અભીમાની, નથી આવતી તુંને કેમ ગ્લાની ॥૮॥
એવું સુણી બોલી તવ દેવી, આ જગમાં હું એક એવી ॥૯॥
નથી બીજી સરખી કોઇ મુજ, દુષ્ટ મુંડ જાણે શું તુજ ॥૧૦
મુજ વીભુતી રૂપ એ સર્વ, શું જાણે તું મુંડ અતી ગર્વ ॥૧૧
મુજ દેહમાં એ સર્વ સમાયા, તું જોતો રેહેશે ક્ષણમાં ॥૧૨
એવું કેહેતાંમાં શક્તીઓ જેહ, લય થયાં તે અંબીકા દેહ ॥૧૩
તવ અંબીકા એકલી રહી, દુષ્ટ શુંભ જોતાં તે સહી ॥૧૪
વળી બોલ્યાં અંબીકા જાણ, હુતાં અંશ મુજ નીરવાણ ॥૧૫
મુજ રૂપમાં લય થયાં તેહ, રહી એકલી હું હવાં જેહ ॥૧૬
ઊભી રણભુમીમાં આજ, અન્ય કેરૂં નથી મારે કાજ ॥૧૭
રૂષી કેહે છે રાયની પ્રત્યે, ગહનગતી કરે દેવી નૃત્યે ॥૧૮
પછી રાય શુંભની સાથ, કર્યું યુદ્ધ દેવીએ નીજ હાથ ॥૧૯
ભયંકર થયો સંગ્રામ, દેવ દાનવ જુએ તે ઠામ ॥૨૦
તુમુલ યુદ્ધ થયું તેણીવાર, થાય શરવૃષ્ટી અપાર ॥૨૧
તીક્ષ્ણ શર મુકે છે અતી, ભયંકર છે જેની ગતી ॥૨૨
સર્વલોકમાં ઊપજે ભય, દેવી સંગે લડે શુંભરાય ॥૨૩
મુકયું અગ્ન્યાસ્ત્ર દેવીએ સાર, શુંભે માર્યું પર્જન્યાસ્ત્ર નીરધાર ॥૨૪
વાળવા સ્ત્રી અંબીકાએ મુકયું, શુંભના પર્વતાસ્ત્રથી ચુકયું ॥૨૫

વળી વજ્રાસ્ત્ર અંબીકા મુકે, શુંભના બ્રંહ્માસ્ત્રથી તે ચુકે ॥૨૬
એમ અનેક મુકે દેવી અસ્ત્ર, નીષ્ફલ કીધાં શુંભે નીજ શસ્ત્ર ॥૨૭
અસ્ત્ર મુકે શુંભ ચમત્કારી, દેવી ભસ્મ કરે હુંકારી ॥૨૮
કરી શુંભે બાણુની વૃષ્ટ, કીધાં દેવીને ત્યાં અદ્રષ્ટ ॥૨૯
કોપ્યાં અંબીકા કરવા ભેદ, મુકી બાણ ધનુષ કીધું છેદ ॥૩૦
લીધી શાંગ તવ શુંભ રાય, શોભી રહી છે હસ્તની માંય ॥૩૧
ચક્ર મુકી દેવીએ તે કાપી, હુતી હસ્તમાં શુંભ જે પાપી ॥૩૨
મુકયું દેવીએ એક બાણુ, લીધા સારથી કેરા પ્રાણુ ॥૩૩
અન્ય મુકયાં કરી વીચાર, તેણે હણ્યા અશ્વ તેના ચાર ॥૩૪
રથ કટકા કર્યા અનેક, ચંડીબાણુથી તે વીશેક ॥૩૫
ક્રોધ પામ્યો શુંભ અપાર, ગ્રહ્યાં હસ્તે ઢાલ તલવાર ॥૩૬
ચંદ્રાકાર શોભે તેમાં ફુલ, રવીકાંતી સરખી તે અમુલ ॥૩૭
ઢાલની શોભા એવી સારી, ચકચકીત વળી ખડગ ભારી ॥૩૮
આવ્યો સત્વર મુકી દોટ, દેવી સનમુખ કરવા ચોટ ॥૩૯
જોયો દેવીએ તેને આવતો, ખડગચર્મ કરીણુ ઝાલતો ॥૪૦
તીક્ષણુ બાણુ મુકયાં તેણીવાર, કાપ્યાં બન્યો ઢાલ તલવાર ॥૪૧
વળી ઘોડા સારથી માર્યા સાર, ભાગ્યો રથ ધનુષ નીરધાર ॥૪૨
શાંગ ભાંગી ચક્રે વળી, એવી શુંભની કીધી ગતી ॥૪૩

તવ મુદગલ લીધું શુંભે હસ્ત, આવ્યો સનમુખ થઈ પ્રશસ્ત ॥૪૪
અલ્પબાણુ મુકયાં ચંડીએ, ભાગ્યું મુદગલ તે ઘડીએ ॥૪૫
તવ મુષ્ટી વાળી આવ્યો વેગથી, શુંભ મુખથી કેહેતો કથી ॥૪૬
મારે દેવી હૃદય મોઝાર, તવ થપડ મારી દેવીએ તેણીવાર ॥૪૭
વાગી શુંભને હૃદયમાં તદા, પડયો પૃથ્વીપર પામી આપદા ॥૪૮
તુરત ઊભો થયો શુંભ રાય, ફાળ મારી ઊડયો રણમાંય ॥૪૯
પકડી દેવીને ચાલ્યો આકાશ, રહ્યાં સનમુખ દેવી થઈ પ્રકાશ ॥૫૦
નીરાધાર રહી કરે છે યુદ્ધ, બન્યો જાણુ થયાં છે ક્રુધ ॥૫૧
મહત્રયુદ્ધ પ્રથમ આચર્યું, શીધમુનીઓને આશ્ચર્યભર્યું ॥૫૨
ઘણી વાર ચાલ્યું તે સહી, કરે યુદ્ધ આકાશે રહી ॥૫૩
દેવી પામ્યાં ત્યાં અતી ક્રોધ, પકડયો શુંભને કરી અવરોધ ॥૫૪
ઊંચો કરી ભમાવ્યો અપાર, શુંભ પછાડયો પ્રથ્વી મોઝાર ॥૫૫
સાવધાન થઈ ઊભો તતકાળ, ધાયો મુષ્ટી વાળી દેતો ફાળ ॥૫૬
ચાલ્યો ઊગામી તે સનમુખ, દેવી રહ્યાં જોતાં મુખ ॥૫૭
ત્રીશૂળ દેવીએ તવ માર્યું, શુંભ કેરૂં હૃદય વીરાડ્યું ॥૫૮
પડયો પૃથ્વી ઉપર તે વીર, પ્રાણુરહીત થયો રણધીર ॥૫૯
પ્રાણુરહીત પડયો પૃથ્વી મોઝાર, થયો કંપ સકળ સંસાર ॥૬૦
પૃથ્વી સમુદ્ર પર્વત ને બેટ, દશ દીગપાળ રહ્યા શેશને હેઠ ॥૬૧

રૂધીરવૃષ્ટી થતી હતી જાણુ, ઊલકા પાત અનેક પ્રમાણુ ॥૬૨
થયા હવે સર્વે તે શાંત, શુંભનો જત્ર આણ્યો અંત ॥૬૩
નદીઓ ચાલી સીધી સર્વ, પામ્યો મૃત્યુ શુંભ મુકી ગર્વ ॥૬૪
જગ્ત પ્રસન્ન થયું બાધું, દેવો સર્વને અતીસુખ આપ્યું ॥૬૫
હર્ષીત થયા છે સર્વ દેવ, ગાય ગંધર્વો કરતા સેવ ॥૬૬
વાગે અનેક ત્યાં વાજીંત્ર, નાચે અપ્સરાઓ વીચીત્ર ॥૬૭
અનુકુળ વાયુ તવ વાય ભાનું તેજસ્વી અતી દેખાય ॥૬૮
અગ્ની થયા તવ પ્રજ્વલીત થતા દુષ્ટ સ્વર અપરમીત ॥૬૯
બંધ થયા દીશા મધ્યે તેહ થયું શુંભ મરણુ જ્યારે છેહ ॥ ૭૦
એ અધ્યાયમાં શ્લોક અઠાવીશ કીધો પુર્ણુ તેમાં તે
મારકંડે ઈશ ॥ ૭૧
પદ બંધ શીતેરચતે જાણુ દાશ વીષ્ણુએ કીધા પ્રમાણુ ॥ ૭૨
શુંભ વધનો અધ્યા એહ ભાવે કરી .સાંભળે જે તેહ ॥ ૭૩
ઊત્તર ચરીત્રમાં એ અધ્યાય પુર્ણુ કીધો દશમો ત્યાંય ॥ ૭૪
શ્રેતાજન શુણો ભાવ આણી જય અંબે ભણો સુખ વાણી ॥ ૭૫
**અમીચંદ** અંબાના લાલે, પ્રેમે પદ બાંધ્યા રસાળે ॥

॥ ઈતી શ્રી મારકંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે
શુંભ વધો નામ દશમોધ્યાયઃ ॥ ૧૦ ॥

**દશમોધ્યાય સમાપ્ત.**

## રાગ.

રૂષી કહે છે વળી એમ, સુણો રાય વૈશ્યતે ॥
ઇંદ્ર અગ્ની આદી સર્વ દેવ, કરે કાત્યાયની સ્તુતે ॥ ૧ ॥
મનવાંછીત પામ્યા ફળ એહ, પ્રફુલ્લીત થતા તેહ ॥
માર્યો અશુર કેરો રાય શુંભ, કરતા તમો દેવી સ્તુતે ॥ ૨ ॥
સરણાંગતની પીડા હરનાર, છો સર્વ પુરાણમતે ॥
થાઓ પ્રસન્ન કેહેતા વારંવાર, દેવી જગ્તજનુની સ્તુતે ॥ ૩ ॥
રક્ષણ કરો છો જગ્તનું સાર, સચરાચર રતે ॥
ઈશ્વરી જગ્ત સંસાર, સેવે પાર્વતી પતે ॥ ૪ ॥
જગ્ત કેરો છો આધાર, રહ્યાં પૃથ્વીરૂપ સતે ॥
કીધો પ્રાક્રમ તમે અપાર, રહ્યાં જલરૂપ છતે ॥ ૫ ॥
તૃપ્ત કરો છો જગ્તને સર્વ, પરાક્રમ અદભુત લહે ॥
વિષ્ણુ શક્તી તમો નીરવાણ, જગ્તનું કારણ કેહે ॥ ૬ ॥
મોહમાયા છે તમ રૂપ, સર્વ જગ્ત રહ્યું મોહી ॥
મોહજાળથી ઊગાર્યો જેહ, પ્રસન્ન થાઓ તમો સોહી ॥ ૭ ॥
આપો મુકતી તમો સર્વસાર, વીદ્યા તમો સર્વ જાણો ॥
ભેદનાં અતી ભંડાર કળાઓ શોભતાણો ॥ ૮ ॥
અંશરૂપ સ્રીઓ છે સર્વ, જગ્ત બધું તમારાથી ॥

ભર્યું સર્વ પ્રકારે તેહ, કો જાણે નહી અવધી ॥ ૯ ॥
પરાપશ્યંતી છો રૂપ, વૈખરી મધ્યમાં તમો ॥
છો સર્વ રૂપે જગમોહ, કેવી કરીએ સ્તુતી હમો ॥ ૧૦ ॥
સર્વ જગતનું છો તમો રૂપ, સ્વર્ગ મોક્ષ આપો સહી ॥
તમ સ્તુતી કરીએ અવાર, તમથી અધીક છે નહી ॥ ૧૧ ॥
સર્વ પ્રાણીના હૃદયમાંહે, વસી તું બુદ્ધી ગતે ॥
સ્વર્ગ મોક્ષ ને આપે તુંય, નારાયણી નમો સ્તુતે ॥ ૧૨ ॥
કળા કાષ્ટા દીકાલરૂપ વ્યાપ્યાં છો અનેક જાતે ॥
જગત નાશકારક સ્વરૂપ, નારાયણી નમોસ્તુતે ॥ ૧૩ ॥
સર્વ મંગલમાં મંગલ કરનાર, અર્થ સર્વ સાધ્યતે ॥
રાખો શર્ણ ત્ર્યંબકી માત, નારાયણી નમોસ્તુતે ॥ ૧૪ ॥
સૃષ્ટી સ્થીતી પ્રલય કરનાર, અવીનાશીરૂપ શક્તે ॥
ગુણાશ્રય નીર્ગુણરૂપ, નારાયણી નમોસ્તુતે ॥ ૧૫ ॥
શરણાંગત દીનાર્ત, રક્ષણ આધાર પતે ॥
સર્વ દુખનાં છો હરનાર, નારાયણી નમોસ્તુતે ॥ ૧૬ ॥
હંસ સુકત વીમાનમાં બેસનાર, કમંડલુજ સેવતે ॥
રહ્યાં બ્રહ્માણીરૂપે સંસાર, નારાયણી નમોસ્તુતે ॥ ૧૭ ॥
ત્રીશુળ ચંદ્ર શોભા શાર ધર્યાં છે સર્વે હસ્તે ॥

વૃષભારૂઢ માહેશ્વરીરૂપ નારાયણી નમોસ્તુતે ॥ ૧૮ ॥
શકતી શોભે છે અનુપ, મોર કુકડાના પીછવતે ॥
કૌમારી છો તદરૂપ, નારાયણી નમોસ્તુતે ॥ ૧૯ ॥
શંખ ચક્ર ગદાને સારંગ, ધર્યાં છે નીજ હસ્તે ॥
થાઓ પ્રસન્ન વૈદભવી રૂપ, નારાયણી નમોસ્તુતે ॥ ૨૦ ॥
ગ્રહ્યું છે ભયંકર ચક્ર, ધરી પૃથ્વી દ્રાઢવતે ॥
વારાહી કલ્યાણીરૂપ, નારાયણી નમોસ્તુતે ॥ ૨૧ ॥
અતી બળીયા માર્યો છે દૈત્ય, નૃસીંહરૂપ ધરતે ॥
ત્રૈલોક્ય રક્ષણ કરનાર, નારાયણી નમોસ્તુતે ॥ ૨૨ ॥
વત્રાસુર પ્રાણ હરનાર મુગુટ વજ્ર શહસ્ર નેત્રે ॥
શોભે ઈંદ્રાણીરૂપ તમ સાર નરાયણી નમોસ્તુતે ॥ ૨૩ ॥
શીવદુતીનું લઈ ઘોરરૂપ ભયંકર શબ્દવતે ॥
અતી બળીઆ માર્યા છે દૈત્ય નારાયણી નમોસ્તુતે ॥ ૨૪ ॥
શીરમાળા કંઠે ધરી ભયંકર મુખડાઢવતે ॥
મુંડ મથની ચામુંડા શાર નારાયણી નમોસ્તુતે ॥ ૨૫ ॥
લક્ષ્મી લજ્જા વીદ્યામાહારૂપ શ્રદ્ધા પુષ્ટી અચલગતે ॥
સ્વધા માહારાત્રીમાહા વીદ્યા નારાયણી નમોસ્તુતે ॥ ૨૬ ॥
મેધા સરસ્વતી છો શ્રેષ્ટ ત્રીકાળ જાણો સત્યે ॥

જગતરૂપ થાઓ પ્રસન્ન નારાયણી નમોસ્તુતે ॥ ૨૭ ॥
સર્વ ઈશ્વરી છે તમરૂપ સર્વમાં રહ્યાં છો સકતે ॥
ભય હમારા કરો સર્વ દુર દુર્ગેદેવી નમોસ્તુતે ॥ ૨૮ ॥
ત્રણ નેત્રથી શોભતું મુખ જોતાં થાએ પ્રસન્નતે ॥
સર્વ પ્રાણીથી કરો રક્ષણ સારકાત્યાયની નમોસ્તુતે ॥ ૨૯ ॥
સર્વ અશુરોનો નાશ કરનાર અતી ઊગ્ર ત્રીશૂળ હસ્તે ॥
તેથી રક્ષણ કરો હમશાર ભદ્રકાળી નમોસ્તુતે ॥ ૩૦ ॥
તમ ઘંટાના નાદે પુર્ણ થયું સર્વ જગત સહી ॥
દૈત્ય બળનો નાશ કરો માત રક્ષણ અમપર રહી ॥ ૩૧ ॥
અસુરોકેરા રૂધીરવાળું જાણ ઊજવળ ખડગ તમ ચળકે ॥
કરો રક્ષણ ચંડીકા માત જેથી દૈત્યો નવ પલકે ॥ ૩૨ ॥
થાઓ પ્રસન્ન તમો જેહને કરો રોગનાશ સર્વ ॥
કોપો જે ઉપર તમો સાર વાંછીત નાશ કરો ગર્વે ॥ ૩૩ ॥
તમ આશ્રય રાખે જેહ પીડા નવ તેને હોય ॥
જાણો આશ્રય સત્ય તેહ કરો ચંડી તમો શોડી ॥ ૩૪ ॥
હે દેવી અંબીકા માત અનેક રૂપ :ધારણ કરી ॥
ધર્મદ્રોહી મોટા અસુરનો કર્યો નાશ મન આદરી ॥ ૩૫ ॥
નવ થાય એ અન્યથી કામ જાણીએ તે સર્વ હમો ॥

કરો કલ્યાણુ હમારૂં સાર અંબીકાદેવી નમો નમો ॥ ૩૬ ॥
વીધા શાસ્ત્ર ઊપનીષદ કર્મકાંડ જેમાં કહે ॥
મીઠાં વાક્યથી કરો કૃપા એમ વેદચારો લેહે ॥ ૩૭ ॥
મમતારૂપી માયા સંસાર અંધારો જે ખાડો ॥
મોહજાળથી પડે તેમાં કૃપા કરી તેને કાહાડો ॥ ૩૮ ॥
મોટા ઝેરી સર્પોનું સ્થાન વળી જ્યાં દૈત્યો રેહે ॥
શત્રુ ચોરોનું જે રેહેઠાણુ સમુદ્રો જ્યાં લહે ॥ ૩૯ ॥
દાવાનળ પ્રગટે જે વન ઊગારે કો તમ પાખે ॥
તમ વીના નથી કો અન્ય વીપત્તીથી દુર રાખે ॥ ૪૦ ॥
વીશ્વ કેરી ઇશ્વરી જાણુ રક્ષણુ કરો વીશ્વ કેરૂં ॥
જગત આત્મારૂપ તમોસાર જગત ધારણુ કરો ખરૂં ॥ ૪૧ ॥
વીશ્વવંદન છો તમો માત નમે સર્વ ભક્તી થકી ॥
આવો આશ્રય તેને સાર અમને આશા પક્કી ॥ ૪૨ ॥
કીધું રક્ષણુ આજ હમારૂં મારી દૈત્યો દુષ્ટ તમો ॥
ગત્રુ ભયથી ઊગાર્યા સર્વને નમીએ દેવી સર્વ હમો ॥ ૪૩ ॥
એમ રક્ષણુ કરો હમારૂં સદા કાળ તમો આવી ॥
પ્રસન્ન થાઓ હમ ઊપર કરીએ સેવા તમ ભાવી ॥ ૪૪ ॥
સર્વ પાપની શાંતી કરો દયા આણી માત દેવી ॥

ઊતપાત આદી પીડાને કરો નાશ શકતી દેવી ॥ ૪૫ ॥
જગત પીડાનાં છો હરનાર પ્રણુમીએ સર્વ હમો ॥
આવો વર હમોને આર પ્રસન્ન થઈ દેવી તમો ॥ ૪૬ ॥
ત્રૈલોકયવાસી સર્વ લોક વખાણે સરવે તમને ॥
તે કામને તમો યોગ્ય છો આપો વર આજ હમને ॥ ૪૭ ॥
બોલ્યાં દેવી તે સમે માગો વરમુખ મન ગમતો ॥
જગત ઉપકાર થાએ જેથી આપું વર હું ઇચ્છતો ॥ ૪૮ ॥
તવ બોલતા હવા સર્વ દેવ જગત જનુનીની પ્રત્યે ॥
ત્રૈલોકયની પીડા હરનાર આપું વર હું એક સત્યે ॥ ૪૯ ॥
અમ શત્રુનો નાશ થાએ એવો વર આપો એક ॥
નવ ઇચ્છીએ વર અન્ય પ્રસન્ન થાઓ વીશોક ॥ ૫૦ ॥
તવ દેવી કેહે છે મુખ સુણો તમો સર્વ દેવ ॥
થશે વૈવસ્વત મનું કેરૂં રાજ્ય તે સમયે એવા ॥ ૫૧ ॥
તેની અઠાવીસમી ચતુર યુગીમાં થાશે શુંભ નીશુંભ બળીઆ ॥
ત્રાસ પમાડશે સર્વ પ્રજાને યુદ્ધે નવ જાય કળીઆ ॥ ૫૨ ॥
તવ યશોદાના ગર્ભથી નંદગોપને ત્યાંય ॥
ઊત્પન્ન થઈ નીવાશ કરીશ વીંધ્યાચલ છે જ્યાંય ॥ ૫૩ ॥
સર્વ દૈત્યોનો નાશ કરીને સુખ આપીશ હું તમને ॥

કુરશોમાં ચીંતાય કરજો ચીંતવન એક મને ॥ ૫૪ ॥
વળી વીપ્ર ચીત્રીનો વંશ થશે અતી સુરો ॥
ભયંકરરૂપે પ્રગટ થઇને કરીશ તે દૈત્યને પુરો ॥ ૫૫ ॥
મોટા દુષ્ટો જે અસુર ખાઈશ નીજ મુખે વતી ॥
ડાડીમ સરખા મુજ દંત થાશે રક્ત રૂધીર થકી ॥ ૫૬ ॥
તેથી સ્વર્ગ મૃત્યુના લોક કરશે સ્તુતી મારી ॥
રક્ત દંતીકા કેહેશે મુજને પામી સુખ ભારી ॥ ૫૭ ॥
સાત વર્ષની અનાવૃષ્ટી જાણુ થાશે જે સમયે વળી ॥
જળ વીનાની પૃથ્વી સાર બીજ સર્વ જાશે બળી ॥ ૫૮ ॥
તવ સ્તુતી કરશે મુનીજન સંભારશે મુજને જ્યારે ॥
પાર્વતીદેહથી થઈશ ઉત્પન્ન સમય આવશે તે ત્યારે ॥ ૫૯ ॥
શત નેત્રથી મુનીઓને જોઇશ દરશન થાશે તે સહુને ॥
સર્વ લોકમાં વીખ્યાત થઈશ કેહેશે શતાક્ષી સર્વ મુજને ॥ ૬૦ ॥
અનાવૃષ્ટી હોશે જવ કાલ કરીશ તે સમયે પાક ॥
નીજ દેહથી કાહાડીશ નીર કરીશ અનેક વીધીનાં શાક ॥ ૬૧ ॥
પોષણુ કરીશ સર્વ જગતશકતી મુજ આહરી ॥
કેહેશે લોકમાં મુજને નામે સર્વ શાકે ભરી ॥ ૬૨ ॥
તે સમે મારીશ અસુર દુર્ગ નામે સાક્ષાત ॥

લોકમાં પડશે મારૂં નામ દુર્ગાદેવી અખ્યાત ॥ ૬૩ ॥
ભયંકર રૂપે ફરી પ્રગટ થઈ વીખ્યાત પર્વત હીમાચળે ॥
મુની રક્ષણકાર અસુર ભક્ષણ કરીશ હું નીજ બળે ॥ ૬૪ ॥
મુનીઓ કરશે સ્તુતી મારી નીજ મુસ્તકો નમાવી ॥
વીખ્યાત થશે મુજ નામ કેહેશે સર્વ ભીમાદેવી ॥ ૬૫ ॥
ત્રૈલોક્યને પીડા કરનાર થાશે અરૂણ નામે અસુર ॥
અદભુત લઈશ હું રૂપ હસ્તે ભ્રમર ભરપુર ॥ ૬૬ ॥
ભ્રમર રૂપ શસ્ત્રથી હું અરૂણનો કરીશ નાશ ॥
ભ્રામરી નામે વીખ્યાતથઈશ કરશે સ્તુતી રાખી હોલાશ ॥ ૬૭ ॥
જ્યારે જ્યારે અસુરો પીડા કરશે ત્યારેત્યારે થઈશઉત્પન્ન ॥
અનેક જાતીનાં રૂપ લઈને કરીશ અસુર સર્વ પતન ॥ ૬૮ ॥
પચાશને વળી અર્ધશ્લોકે થયો એ અધ્યાય પુરો ॥
પદબંધ થયા અડશઠ નથી કાંઈ અધુરો ॥ ૬૯ ॥
ઊત્તરચરીત્રનો એ ભાગ થયો અગીઆર પુર્ણ અધ્યાય અહીં ॥
દાસ• વીષ્ણુએ કહી વીસ્તાર પદબંધ કર્યાં સહી ॥ ૭૦ ॥
શ્રોતાજન સુણો મુજ વાણુ વીનંતી કરી કહું તમને ॥
જય અંબે કોહો વારંવાર આપે મુક્તી સહુજનને ॥ ૭૧ ॥
**અમીચંદ** કહે ભજો ભવાનીરે માતા સદા રાખે મહેરબાનીરે.
॥ ઈતી શ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે
નારાયણી સ્તુતીનામૈકાદશોધ્યાયઃ ॥ ૧૧ ॥

## રાગ.

દેવી કેહે તદા, દેવ સર્વને; પ્રસ થઈ અતી, તમસ્તવને ॥
એવી સ્તુતી કરે જેહ, છુટે ભયથી; આવે કદી ઘણા, દાનવો મથી ॥૧
મધુકૈટભ કેરો, નાસ જે હુઓ; મહીષાસુરનો વધ, કહ્યો છે તેમાં ॥
શુંભ નીશુંભનું, મૃત્યુ તે સહી; એ ચરીત્ર મુજ, જે ભણે રહી ॥૨
એકાગ્રચીત્તથી, ભણે પાઠ એહ; અષ્ટમી નવમી સાર,
ચતુરદશી દીન તેહ ॥
ભણે ભણાવે જેહ, સુણે કર્ણ સાર; ભક્તી રાખી મન,
ચરીત્ર એ ભંડાર ॥૩
પાપ તેના સર્વ, બળી ભસ્મ થાય, પાપથી થતી પીડા બળી જાય ॥
દારીદ્ર નાશ થાય, ટળે વીયોગ સર્વ; ચોર ભય ન લાગે,
ઉતારે શત્રુ ગર્વ ॥૪
રાજ ભય ન લાગે, શસ્ત્ર અગ્ની તેમ, જળ પ્રવાહથી ઉગારે
વળી એમ ॥
માટે કહું કથી, એકાગ્ર ચીત્તથી, સુણો ચરીત્ર મુજ ભાવ મનથી ॥૫
કલ્યાણ થાય સહી, માહારોગથી બચે, અકાળમૃત્યુ જે થકી શચે ॥
ત્રીવીધ તાપ થાય, નાશ સર્વથી, ટળે પીડા સર્વ, સુણે જે મુજ કથા ॥૬

મુજ સ્થાનક જ્યાં હોય, કરે ચરીત્ર પાઠ, સાનીધ્ય વશી
રહું, જાણી નવ બીજી વાટ ॥
થાય યજ્ઞ જ્યાંહાં, પુર્ણાહુતી સમે, દેવપુજનમાંય, વળી
પુત્ર જ્યાં જનમે ॥૭
ઈત્યાદી ઉત્સવ માંય, ચરીત્ર જે મુજ ગાય, જાણુ અજાણે
જાણે, તે પર પ્રીતી મુજ થાય ॥
કરે હોમ જ્યાંહાં, બળી પુજા સમે, ગાય ચરીત્ર મુજ,
તે મુજ બહુ ગમે ॥૮
શરદ કાલે જાણુ, આશ્વીનમાશમાંય; વર્ષાકાલજેહ, ચૈત્રમાસત્યાંય ॥
ઊભય માસમાં, નવરાત્રીના દીન, માહા પુજા જે કરે, રાખો
મન પ્રસન્ન ॥૯
મુજ ચરીત્રનો, કરે પાઠ જેહ; ભક્તીથી સુણે, માહાત્મ્ય
માહારૂં એહ ॥
મુજ કૃપાથકી, પીડાથી મુકાય; ધનધાન્ય પુત્ર, સર્વથી ભરાય ॥૧૦
અનેક રૂપથી, કીધાં જે ચરીત્ર,યુદ્ધ પ્રસંગમાં, પ્રાક્રમો વિચિત્ર ॥
તે સુણે પ્રાણી જેહ, નીરભય થાય સદા, જાય જન્મની
સર્વે આપદા ॥૧૧
પુરૂષ જે સદા, મુજ માહાત્મ્ય સુણે, શત્રુ નાશ થાય, રેહે
સુખ પણે ॥

વંશવૃદ્ધી થાય, નીશ્રયે જાણુજો; ધૈર્ય રાખી મન, માહાત્મ્ય
એ ભણુજો ॥૧૨

સર્વ શાંતી કર્મ, સ્વપ્ન દુષ્ટ જેહ; ગ્રહ પીડા વળી, ઉગ્ર
જાણો તેહ ॥

મુજ માહાત્મ્ય સુણે, ભકતી રાખી મંન; શાંતી કરૂં સર્વ
થઇને પ્રસન્ન. ॥૧૩

દુખદાયક પીડા સર્વ, થતી ગ્રહોથી, નાશ પામે તે,
માહાત્મ્ય મુજથી ॥

દુસ્વપ્ન જો કદી થાય, તોપણ ફળ શુભ પામે, વીચીત્ર
મુજ ચરીત્ર, ભણે જો મુજ સામે ॥૧૪

ભુત પ્રેતથી, વળી બાળા દેવીથી; સર્વ બાલને, કરતા
પીડા મથી ॥

કરૂં શાંતી સર્વ શકતી મુજવડે સાંધુ હું વળી, સ્નેહ તુટ પડે ॥૧૫

દુષ્ટ બળહીણુ ભુત રાક્ષસો, પીશાચ નાશકાર, ચરીત્ર ગુણુવસોના

પશુ પુષ્પ જેહ, અર્ધગંધ ધુપ, અષ્ટગંધ લેપ દીપ છે અનુપ ॥૧૬

બ્રહ્મભોજ અતી, હોમ જે વીશેકે; પંચામૃત સ્નાન, કરે
અભીષેકે ॥

વીવીધ વાની ભોગ, કરે દાન અતી, વર્ષ એક સુધી પુજે
રૂડી મતી ॥૧૭

સંતોષે મુજ મન, આપું ફળ જેહ; સુણે ચરીત્ર કાન, પામે ફળ તેહ ॥
હરે પાપ સર્વ, શરીરશુદ્ધ થાય; રોગબીજ જેહ, નાશ ક્ષણમાંય ॥૧૮
મુજ જન્મનું, ચરીત્ર જે સુણે, સર્વ પ્રાણીથી; કરૂં રક્ષા ક્ષણે ॥
યુદ્ધમાં હણ્યા, દૈત્ય દુષ્ટોને; તે ચરીત્ર મુજ ગાય, થાઉં
પ્રસન્ન તેને ॥૧૯
શત્રુભયથી, મુક્ત થાય સહી; તમો સર્વો એ, સ્તુતી જે કરી ॥
બ્રહ્મર્ષી વળી જે બ્રહ્માએ કરી, નીરમળ બુદ્ધીથી; જે
સ્તુતી આચરી ॥૨૦
દાવાનળથી, વીટયો ઊજડ વનમાંય પકડયો પંથમાં, શત્રુએ
વળી ત્યાંય ॥
શત્રુએ ગ્રહ્યો, વ્યાઘ્ર સીંહ પુઠ; વીટી લીધો વંન, ગજ કેરે જુથ ॥૨૧
નૃપ ક્રોધથી, હણવા કર્યો તૈયાર; કાળાગ્રહે પડયો, હોય કોવાર ॥
મોહા સમુદ્રમાં, નાવ મધ્યે એહ; વાયુજોરથી વીઘ્ન હોય જેહ ॥૨૨
માહાભયકારી, સંગ્રામમાં સહી; નીજઉપર હોયશરવૃષ્ટી તહીં ॥
આવી પડે પીડા, અતી તે ઘણી, ચરીત્ર સાંભળે છુટે તે ઘણી ॥૨૩
રૂષી વદે વચન, સુણો રાયજી; એમ દેવીએ કહ્યા, શુભ મહીમાયજી ॥
પછી સુર સહુ જોતાં, તે અંતરધ્યાન થયાં; સર્વ દેવો તે
સુખી સહુ થયા ॥૨૪

નીજ નીજ સ્થાનકે, ગયા સર્વ તે; આપ આપના કરતા કર્મ એ ॥
શત્રુનાશથી, પામ્યા યજ્ઞભાગ; શુંભ દૈત્યને માર્યો કરી લાગ ॥૨૫
વળી દેવશત્રુ જે, પરાક્રમી નીશુંભ; માર્યો દેવીએ કરીપરાક્રમ ॥
ઉભય કેરો નાશ, થયો જાહેર; શેષ દૈત્યો જે, ભય પામ્યા ખરે ॥૨૬
ગયા પાતાળમાં, પુર્વ નીજ ધામ; નવ રહ્યા કોઈ દૈત્ય જેનું નામ ॥
અજન્મ દેવી છે, જાણુજો ખરે; જગ્તરક્ષ કાજ, વારંવાર અવતરે ॥૨૭
સર્વ વીશ્વછે, માયાશક્તી માંહે; જગ્ત સર્વને જન્મ આપે ત્યાંય ॥
પ્રાર્થના કરો સદા, દ્રઢકરી મને, સંપત્તી આપે બહુ, દેવી સર્વને ॥૨૮
પ્રલયકાળે જાણુ માહામાયારૂપે, માહાકાળીદેવી બ્રહ્માંડમાં વ્યાપે ॥
ઉત્પત્તીસમે, કરે ઉત્પન્ન જગ્ત, પ્રલયકાળે સર્વકરે સંહારશક્ત ॥૨૯
વીશ્વરક્ષા જાણુ, સ્થીતીકાળે કરે; અવીનાશીકર્મ દેવી આચરે ॥
વૃદ્ધી કરે સદા, સુખીયાં જળ હોય; લક્ષ્મીરૂપે ત્યાં વસતાં
દેવી શોય ॥૩૦
દુખસમે તે જાણુ લક્ષ્મી નાશ થાય, રૂપ તે સહુ દેવીમાંશમાય ॥૩૧
સ્તુતી કરે કદી, ગંધ પુષ્પથી, ધુપઆદી જાણુ પુજે ભાવથી ॥
પુત્ર ધનમળે, ધર્મબુદ્ધી રેહે, પ્રાણીપ્રીય સદા, એમ દેવી કેહે ॥૩૨
પુર્ણ અધ્યાય હ્યાં શ્લોકથી થયો, અષ્ટ ત્રીશથી દેવીયે કહ્યો ॥
પદબંધ તેના થયા છે બત્રીશ, દાશ વીષ્ણુયે કહ્યા જે વીચીત્ર ॥૩૩

અર્થ કર્યા અમીચંદ પાસ. એને કાવ્ય રચ્યું મા પુરે આશ
ઉત્તર ચરીત્ર ભાગ, પુર્ણું અધ્યાય ત્યાં દેવી કેરા વાક્ય
કહ્યાં છે જે માંય ॥
શીખે ગાયને, કર્ણે જે સુણે, કરે દેવી ભરપુર, સર્વ સુભ ગુણે ॥૩૪
કરૂં પ્રાર્થના સર્વ શ્રોતાજનની, જય જય કહો સીંહવાહીની ॥
॥ ઈતી શ્રી મારકંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી
માહાત્મ્યે દેવ્યોક્ત માહાત્મ્ય નામ દ્વાદશોધ્યાયઃ ॥૧૨॥

રાગ.

રૂષી કેહે છે સુણો તમો રાયજી, કહ્યો દેવી કેરો ઉત્તમ મહીમાયજી ॥
ઉત્તમ ચરીત્ર હોયજી, જગતધારણ પ્રાક્રમી શોયજી ॥ ઢાળ ॥
હોય પરાક્રમી જગત ધારણ તત્વ જ્ઞાન કરનાર ॥
વીષ્ણુ માયારૂપે દેવી ઉપજાવે મોહ સંસાર ॥ ૧ ॥
તમે ને વળી વૈશ્ય સાથે જગત સરવે જાણ ॥
મોહજાળમાં પડે સરવે કહું સત્ય નીરવાણ ॥ ૨ ॥
નાંખ્યા છે વળી નાંખશે એ દેવી સર્વ પ્રકાર ॥
પરમેશ્વરીને શર્ણું જાઓ કરો સેવા અપાર ॥ ૩ ॥
આરાધન કરવા થકી દેવી આપશે સર્વ સુખ ॥
સ્વર્ગ મોક્ષ પામશો સહી એ સત્ય કહું છજી સુખ ॥ ૪ ॥

મારકંડેય કેહે છે જૈમુની પ્રત્યે એમ મેધાવી રૂષી વચન ॥
દંડવત કરી પ્રણામ કીધા સુરથને રાજન ॥ ૫ ॥
ભાગ્યશાળી તીવ્ર વ્રતવાળા મુનીનાં વચન સુણી ॥
પુત્ર રાજ્યાદી મમતા સરવે હતી રાયને ઘણી ॥ ૬ ॥
તે સર્વે ત્યાં નાશ પામી વૈરાગ્ય પામ્યો તેય ॥
સમાધી નામે વસ્ય હુતો વળી પામ્યો વૈરાગ્ય જેહ ॥ ૭ ॥
આજ્ઞા લઈ તે બન્યો ચાલ્યા તપ કરવા નદી તીર ॥
દેવી દરશનની આકાંક્ષા રાખી બેઠા બન્ને વીર ॥ ૮ ॥
દેવી કેરી સ્તુતી કરીને કરે પાઠ દેવી શુક્ત ॥
બંને જણા તપશ્ચર્યા કરે છે કરીને એવી જુક્ત ॥ ૯ ॥
કેટલાએક દીવસ નીરાહાર રહી પુજ્યા અંબીકા માત ॥
અલ્પહારથી કેટલાએક દીવસ સેવે બંને જાત ॥ ૧૦ ॥
એકાગ્ર નીશ્ચીત મન કરીને ગંધ પુષ્પથી પુજે ॥
ધુપદીપ નૈવેદ્ય આદી વીધી ભલી જે સુજે ॥ ૧૧ ॥
હોમ તરપણ કરે છે નિત્યે વીધી અતી આચરૈ ॥
નીજ શરીર કેરૂં માંસ કાહાડી બળીદાન વળી કરે ॥ ૧૨ ॥
એકાગ્ર ચીત્તથી કીધી આરાધના ત્રણ વર્ષ પર્યંત ॥
આવ્યાં દેવી પ્રસન્ન થઇને જ્યાં કરતાં પુજન એકાંત ॥ ૧૩ ॥

તવસમે દેવી તુષ્ટ થઇને બોલ્યાં મુખે વાણી ॥
ઉભય ભકતો ઊઠો સાવધ થઈ ભક્તી તમારી મેં જાણી ॥ ૧૪ ॥
માંગો વર કાંઈ મુજ પાસે મન ઈચ્છા જે હોય ॥
તમ ઉપર હું સંતુષ્ટ થઇ છું આપીશ માંગો સોય ॥ ૧૫ ॥
મારકંડેય કેહેત તવસમે માંગ્યુ રાયે વર એક ॥
જન્માંતરમાં અચળ રાજ્ય આપો મા વીશેક ॥ ૧૬ ॥
આ જન્મમાં નીજ રાજ્ય ગયું રે માગું સરવે જાણુ ॥
દેવી પ્રતાપથી સર્વ શત્રુના નાશ કરીને પ્રાણુ ॥ ૧૭ ॥
ડાહ્યા વૈશ્યને વૈરાગ્ય ઉપજ્યો અંતઃકરણમાં સાર ॥
દેવી પાસે તેણુ વર માગ્યો જ્ઞાનનો ભંડાર ॥ ૧૮ ॥
તે જ્ઞાન કેહેવું આપજો મા હું અને માહારૂં જેહ ॥
એવું જે અભીમાન ઉપજે છુટે આ શક્તી તેહ ॥ ૧૯ ॥
દેવી કેહે તવ રાયને તું થોડા દીવસે પામીશ ॥
નીજ રાજ્ય સર્વે ભોગવશે શત્રુને કાપીશ ॥ ૨૦ ॥
તુજ રાજ્ય નીશ્ચળ હશે આ જન્મ પુરો થાય ॥
સુર્યથી અન્ય જન્મ થાશે શાવર્ણીમનુ કેહેવાય ॥ ૨૧ ॥
પૃથ્વી કેરૂં રાજ્ય પામશો અચળ રેહેશે તેહ ॥
જગતમાં વીખ્યાત રેહેશો કરશો રાજ્ય નીજ તેહ ॥ ૨૨ ॥

વળી વૈશ્યને કેહે છે દેવી હે વૈશ્ય સુણ તું એવ ॥
માગ્યો વર તેં મુજ પાસે કરી બહુરી સેવ ॥ ૨૩ ॥
તે માટે વર આપું તુજને મુક્તિ જેથી થાય ॥
થશે જ્ઞાન અદભુત તુજને વાક્ય મુજ મહીમાય ॥ ૨૪ ॥
મારકંડેય કેહે રાય પ્રત્યે આપ્યા ઊભયને વર દેવી ॥
અંતરધ્યાન થયાં ત્યાંથી કરતાં સ્તુતી વળી તેવી ॥ ૨૫ ॥
એ રીતે રાય શુરથ પામ્યો વર ઊત્તમ સાર ॥
સુર્યથી ઊત્પન્ન થાશે શાવર્ણી નામે સંસાર ॥ ૨૬ ॥
અધ્યાય પુર્ણ થયો છે અત્રે સત્તર શ્લોકથી પુરો ॥
પદબંધ કીધા પડવીશ તેના નથી સાર અધુરો ॥ ૨૭ ॥
ભક્ત વીષ્ણુએ રચ્યું પદથી અલ્પબુદ્ધી અનુસારે ॥
ભેદ ન જાણું શાસ્ત્ર કેરા અદભુત માહાત્મ્ય એ ભારે ॥ ૨૮ ॥
સારાસારનું જ્ઞાન નવ જાણું મનઊમંગથી રચ્યા ॥
પરોપકારને અર્થે કીધા નવ કરતા કોઈ ચર્ચા ॥ ૨૯ ॥
ઊત્તરચરીત્ર પુરૂં થયું ને શપ્તશતી જે પાઠ ॥
તેર અધ્યાય થકી પુર્ણ થયો છે એ ઠાઠ ॥ ૩૦ ॥
નમ્રતાથી કહું સર્વને બોલો સ્વર કરી લાંબે ॥
આનંદ મનમાં આદરીને મુખે કહો જય અંબે ॥ ૩૧ ॥

આણુંદ વાધ્યો અંગમાઃ અમીચંદ કહે લાગ્યો રંગ ॥
૫૬ બાંધ્યા પ્રેમકરી રાખી વિષ્ણુ સંગ. ॥ ૩૨ ॥

ઈતીશ્રી મારકંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવીમાહાત્મ્યે રાજા સુરથ વૈસ્યયોપ્રદાનં નામ ત્રયોદશોધ્યાયઃ ॥ ૧૩ ॥

શુભંભવતું અંબીકાપ્રસન્નોસ્તુ કલ્યાણમસ્તુ.



## છંદ ૧.

ખમા ખમા મ્હારી મં'માયાને ગહન ગતી તારી ન્યારી.
હુજી તમે શણુગાર સજ્જે નાંખી માયા જાળ ભ્રમણુા ભારી.
આદ્ય અંતનો ઉપાય જાણુવા કોઈ સર્મથ નહી તુજ વિના.
કોઇ જ્ઞાનીએ ગણુત્રી કરીને લખી જણાવી સેજ બિના.
સત્યયુગ, ત્રેતા, દ્વાપર, કલિયુગ ચાર યુગના વરસાગિના.
લાખ તેંતાલીસ ઉપર હજાર વીસ શકે પડે તો ગિન લિના.
મઘવા કરે ચૌદ ચોકડીનું રાજ એવા ઇંદ્ર થશે અધિકારી.
હુજી તમે શણુગાર સજ્જે નાંખી માયા જાળ ભ્રમણુા ભારી–ખો.૧
ચૌદ ઈંદ્રિ એમ જોતે વહી જાએ ત્યારે બ્રહ્માનો દીન ગણુાય.
ત્રીસ દીન એવા જાએ બ્રહ્માના ત્યારે તેનો એક માસ મનાય
બાર માસ જ્યારે જાય બ્રહ્માના ત્યારે તેનું તો વરસ કહેવાય.
સો વરસ જ્યારે જાએ બ્રહ્માના ત્યારે આદ્ય શક્તિની એક પળ થાય
સાઠ પલ એવી જશે માતાની એક ઘડી લો વિચારી.
હુજી તમે શણુગાર સજ્જે નાંખી માયા જાણુ ભ્રમણુા ભારી–ખો.ર
સાઠ ઘડી એવી જશે માતાની ત્યારે તેનો એક થાશે દીન.
તીસ દીનનો એક માસ થાય બાર માસે વરસ લો ગીન.
કોટી વરસ શણુગાર સજે શેષ શંકર થાયે માયામાં લીન.
પહેરી પોશાક મા પાછી ફરે ત્રણુ લોક તણો લેએ થાએ એ દીન.
તાહારી ગતી મા સૌથી ન્યારી અરજ સુણો ખપ્પર ધારી.
હુજી તમે સણુગાર સજ્જે નાંખી માયા જાળ ભ્રમણુા મારી–ખો.૩

કળિકાળમાં કીરપા કરી માહાકાળી મા કલ્યાણ કરો.
સેવક જનને સહાય કરી દુઃખ વેળા આવી હાથ શીરે ધરો
માહારે આસરો અંબા આપનો શ્વાસોશ્વાસ જાપ જપુ ખરો.
જપ તપ તારૂં નામ સમરતા ઝટ આવી તમે દુઃખ હરો.
અમીચંદ કહે અંતર નથી મા હું તારો ને તું છે મારી.
હુજી તમે શણગાર સજો નાંખી માયા જાળ ભ્રમણા ભારી—ચો.૩

---

છંદ ૨.

છોડી ખટપટ ભજો અંબા ઝટ કરશે મદદ ખપ્પર વાલી ॥
મન રાખી ધડ બેસો પકડ એ મૂળ થડ લેજો ઝાલી ॥
તુંબડુ મસ્તાન મન સાચું માન જરા રાખી ભાન તમે બેસો
કરી ॥ ફરી લક્ષ જોજન ભમી નવે ખંડ તરપત મન નહિ
થયું ફરી ॥ આદી અનાદ તું કરતો વાદ મમતાથી નાદ કરે
ક્રોધે કરી ॥ મરવાથી ડર નથી થયો અમર સૂક્તિ કર જાણું
છે મરી ॥ ટેંકતા ॥ શરીરમાં મન તું છે વાઘ ॥ શરીરમાં
મન તું છે વાઘ ॥ ઝટ પેસી જાય જોઈને લાગ ॥ ઝટ પેસી
જાયં જોઈને લાગ ॥ નિંદ્રા નહિ રહે અખંડ જાગ ॥ નિંદ્રા
નહિ રહે અખંડ જાગ ॥ નહિ નિંદ્રા હાર તારી ગતિ અપાર
મન કરી બિચાર સમરો કાળી ॥ મન રાખી ધડ બેઠ ૧
અયાએ જાન જીવનું રહેઠાણ મન આગેવાન ફરે ચોપાસે ॥
બેઠા જોડે મન જીવ કરે પરમન કામ કરે તન રાખી આશે ॥
એ જુઠી આશા આખર નીરાશા નહિ રહેસે પાસ એકલો જાસે

મન લગામ હાથ વીંધી રાખો નાથ તારી રહેશે સાથ પુરશે આશે ॥ ફેંકતા ॥ સમજી મન તું સીધો ચાલ ॥ સમજી મન તું સીધો ચાલ ॥ ઘડીકમાં તો થાય છે નહાલ ॥ ઘડીકમાં તો થાય છે નહાલ ॥ તેજ વખતે થાય કંગાળ ॥ તેજ વખતે થાય કંગાળ ॥ સમજીને ઠરી બેસ ધ્યાન ધરી મરવાથી ડરી રહો સત ચાલી ॥ મન રાખી ધડ ચોક ૨ સત ગુરૂ સંગ ખુબ જામ્યો રંગ બાજે મરદંગ માજી લેહ લાગી ॥ માના ગાવા ગુણુ લાગી રહી ધૂન રહ્યા ભકત સૂન ભ્રમણા ભાગી ॥ તે વખત પસ્તાય મેં કર્યો અન્યાય માજી કરજો સ્હાય કહું મુખ માંગી ॥ તારા વિના નહિ કોઈ વાલી અહીં માજી માજી કહી થયો હું રાજી ॥ ફેંકતા ॥ માજી અરજ ભકતનની સૂન ॥ માજી અરજ ભકતનની સૂન ॥ મને લાગી તારા નામની ધુન ॥ મને લાગી તાહરા નામની ધુન ॥ સાસ્ત્ર શબ્દ લઉં છું ચુન ચુન

શબ્દ લઉં છું ચુન ચુન ॥ હોય માજી મદદ મળે કડી ઝટ જોઇતી વખત કરે રખેવાળી ॥ મન રાખી ધડ ચોક ૩ મન રાખે વશ ભાંગે તરશ સૌથી સરસ ભક્તિ મોટી ॥ ગયા ભક્ત તરી નહિ જન્મ્યા ફરી ગયા ધ્યાન ધરી નહિ વાત ખોટી ॥ પૂરે સાસ્ત્ર સાખ નહિ સંસય રાખ પ્રેમ પ્યાલા ચાખ સતગુરૂ બુટ્ટી ॥ થાય નિરમળ મન સદા રહે આનંદ માજી ભજન હરદમ હોતી ॥ ફેંકતા ॥ ભજમન

તુંહી તુંહી માજી નામ ॥ ભજમન તુંહી તુંહી માજી નામ ॥ વિશ્વાસ રાખ મા કરશે કામ ॥ વિશ્વાસ રાખ મા કરશે કામ ॥ હરદમ સમર તું આઠે જામ ॥ હરદમ સમર તું આઠે જામ ॥ છે જવું નીરધાર છોડી સંસાર અમીચંદને પાર લો સંભાળી ॥ મન રાખી ધડ બેસો પકડ એ મૂળ થડ લેજો ઝાલી. ચોક ૪ થો.

પ્રાણી માત્ર મારા દેશી બંધુ ગયો વખત નહિ આવે ફરી જાવું દુર રહ્યો દિવસ થોડો કરો ભકિત સઉ ધ્યાન ધરી ॥ અસંખ્ય ભવનો આ જીવ દુઃખી તરવાનું છે આ બારૂં ॥ મનશા અવતાર બારણું મોક્ષનું સ્વદેશ લાગે સઉને પ્યારૂં ॥ ઈચ્છા કરે પણ નિષ્ફળ થાય જીવ સતગુરૂ મળે કામ થાય તારૂં ॥ પ્રથમ સારદા માત સમરી ગુરૂ મળે જાય હું મારૂં ॥ ગુરૂ જ્ઞાન આપે તે લેવું સંસાર સમુદ્રને જાવું તરી ॥ જાવું દુર રહ્યો દિવસ થોડો ચોક. ૧

ગુરૂ ગમ વાણી કોઈ લે વીરલા ખરા ભકત જે હોય સૂરા ॥ ગુરૂ સર્ણે જઈ શિષ નમાવે તારો પાર ગુણના પુરા ॥ ગુરૂ કહે ભાઈ તરવું હાથે કરમ ખપાવી કરો ચકચુરા ॥ મન મારી મમતાને ત્યાગો વરસે જોત અખંડ નુરા ॥ ભકિત કરી તરી જવું જગતને સતગુરૂ શબ્દને અનુસરી ॥ જાવું દુર રહ્યો દિવસ થોડો ॥ ચોક ૨.

ઉઠયા વહેલા ને ભૂલા પડયા ભાઈ થયું અસુર અંધારૂં ઘોર ॥ પરવારતામાં આવી પહોંચ્યા કાળ કઠણ લુટારા

ચોર ॥ બાંધી મારશે લઈને જાશે રોશે સગા કરી સોર અકોર ॥ જીવ જશે જમપુરી એકલો માથા ઉપર છે જમનું જોર ॥ ભકિત આગળ નહિ ચાલે જમનું સંસાર સમુદ્ર જાવો તરી ॥ જાવું દુર રહયો દિવસ થોડો ॥ ચોક ૩ જાગી જોતાં જુઠું લાગે આ સંસાર છે સ્વપ્નાં તુલ ॥ માયા માર ખવાડે જગતમાં કામ ક્રોધ છે પાપનું મુળ ॥ દૈવ માયાભકિત કહીએ અસત્ય નહિ ચાલે બીલકુલ ॥ ભકિત કરો સહુ આકીન રાખી મળે મોક્ષ જાય ભાયેગ ખુલ ॥ અમીચંદ કહે પાર ઉતારો જન્મ મરણથી ગયો ડરી ॥ જાવું દુર રહયો દિવસ થોડો ॥ ચોક ચોથો

---

## અંબા માતાની થાળનો છંદ.

ઉઠો અંબા જમવા માઈ, થાલ કંચનકી ધરાઈ; સુંદર રસોઈ બનાઈ, અણુકુટ ભારી. મુકયું જળજમનાનું પાણી, નહાવણુ કરો હેત આણી, કીધી જુકિત મનની જાણી, કીરપા તારી; આદાચારી મૂકી પહેલી, રાયતી, મેથીયા કેરી વહેલી, કેરા કરમદા, સહુ મેલી, રાયતા લીધાં ॥ દરાખ કંદળીના લઈ આવે, ચીભડા અંદર રાઈ મીલાવે, તેતો માજીને બહુ ભાવે, દુધી આરેકના કીધા, રાયતાં લીધા વીણીવીણી, કાકડી મુકી છે મા છીણી, રાય દઇને લાવે ફીણી, હેતભાવથી કીધાં, કોથમી મુળાને સકરીયાં; સૂરણ પુરણ તાજાં કર્યાં, લઈને માની થાળમાં ધરીયાં, કારજ સીધાં. ઝુલ.

મોગરી મોરસનાં રાયતાં, ખીર બાકળાને મગચણાજી.
ચોંસેઠ ખંડ ચોરોંઠ દીવડાં, કરી જુક્તિની નહિ મણાજી.

### રેકતો.

ભરૂચી ભીમડાની છે ભાજી, મુલાપણી તાજી, વઘારી માજી; પાલખ મેથી ચોલાઈ, સહુથી સવાઈ કુબાની ભાજી, મોરલીધર બંશીવાળા કૃષ્ણ છોગાળા, થયા તારાજી; કણજીચો ઓર કલેમ, રાખી મા પ્રેમ લેજો મારી માજી, ક્ષમા કરજો આધભવાની, ભાજી બે રહી ગઈ અજાણી; લુણી સુવા ચુકાની આણી, દામો કહું નાહારી. મુકયું જળ જમનાનું પાણી ચોક ૧.

કોળું તુરીયાં છે રસાળ, દુધી અંદર ચણાદાળ; તેનો ખુબ બેઠો મા તાળ, લાયખો મશાલો ગરમ, ચાર ચીરી વેગણની કરી ધાણા જીરૂ મરી ભરી; માજી લેજો ફરી ફરી, હોડ થાશે ઝમાઝમ. ગલકા તાજા લાવી મોળી, માહે લાખી શિયાળુ ચોળી; તાજી તાજી પાપડી છોલી, લીલવા તીખા તમતમ, ભીંડા કારેલા વઘારી, ચીભડા કાકડી છે બહુ સારી; પ્યાલા મુકયાં હારોહારી, માંહે શાક નરમ.

### ઝુલ.

મોગરી ગુવારશિંગ. પંડોળાં થાળમાં, ધરી વાલોડ સફેદ લીલી કુનઝારજી; તીનશરા કાળિંગડા અલુખડા કંટોળા, સાંગરી સારજી.

## ફેકતો.

કંટોળા સાંગરી સાર, પરવર ગીલોડા ફંસી સા કરીયાજી ચાપડ પાપડી છે નીકા કરકરવડી; ને પતળવડીયાજી, કાચલી કોઠીમડાં સાર ભજીયાં ભાત ભાતનાં તળીયાંજી. કેળા મેથી રતાળુ વેગણ, પોઈ ગલકાના ઘરીયાજી, પાકી કેરીનો છે રસ, શેરડી દાડમ નારંગી ફસ, બીજા મેવા લીધા મસ મીઠાઈ ભારી મુકયું જળ જમુનાનું પાણી. ચોક ૨.

વેડમી લાડુ લાપશી, પહેલાં ખીર લેંચી રોટલી કેળાં શીરો શિખંડ બાસુદી, પહેલાં ઘરી મલાઈ પુરી, માલપુરા મગદળ સાર, ગુંદર પાક મગજ તૈયાર, થાપડાં સુવાળીનો; આહાર, ઘુઘરા સંજુરી; દળ હલવો ને છે ગારી. ઠોર કચોરી શેવાઈ સારી સુખડી લીધી ભારી ભારી નહી રહી અધુરી, મોતી ચુરના લાડુ તાજા સુતરફેણી ગેબર ખાજા સકરપારા દહીથરા ઝાઝા છે ફરસી પુરી. ઝુલ.

જલેબી અમ્રતપાક, થાલમાં કળીના લાડુ, મેસુર પાકજી બરફી પેંડા કોપરાપાક, આરોગો સુંદર શાકજી. ફેકતો.

આરોગો સુંદર શાક; ચોસેંઠ ભોગણી અંબા સાથેજી, મેવા મીઠાઈપક વાન, ઓર મધુપાન લીધાં માએ હાથેજી જમો ભાતભાતની સુખડી માં દહીંવડા દહીમાં આથેજી, માવો મોડીઆનો મુકયો, ચારોળીના લાડુ સાથેજી, સરવે હાજર છે તૈયાર, માજી લેજો વારંવાર; ગંગાજીનું પાણી સાર. ભરી મુકી ઝારી. મુકયું જળ જમનાનું. ચોક ૩

ખીરંજ દુધ ઉના કરિયાં, દાળ ભાત થાળમાં ધરીયાં, પ્યાલા કઢીના માં ભરીયાં, સેવક ઉભો સન્મુખ પાસ ભરી જળકંચનની ઝારી, મુખડું ધુવે વારંવારી; ચોસઠ પાનનું બીડું ભારી, માજી કરજો મુખવાસ. સંવત ૧૯૩૮શે માગસર શુદ ૩ને દિવશે, પુર્યો અણુકુટ; નમાવી શિશે અંબા પુરે આશ. મારી ભુલ કરજો મા માફે નહિ ખમાય તમારો તાપે; તમે છો સૌના મા બાપે; હાથ જોડી કહે દાસ.

ઝુલ

અપાર વસ્તુ છે અણુકુટમાં, લીધી સાર વસ્તુ છંદ માંહેજી, કરી દર્શન આનંદ થયો, વિજ્યાશંકર સેવક છે ત્યાંહેજી.

ફેકતો

વીજ્યાશંકર શેવક છે ત્યાં પુરી અણુકુટ ઉભો માની સામાંજી કરી જુક્તીથી ગોઠવણી ગોઠવી; ઉભા સેવક સેવામાંજી. દરશણ અણુકુટના કરવાં, સુરતના લોકો આવે દેહેરામાજી **અમીચંદ** કહે છંદ કરી, સાર વસ્તુ મેં લીધી હામાજી.

સુરત શહેર આમલીરાન માહરૂં રહેવાનું મકાન; સદા ધરૂં તમારૂં ધ્યાન આશા તાહરી મૂકસું જળ જમનાનું પાણી. ચોક ૪.

---

## આરતી.

જયજય જગ કર્તા, મા જયજય જગ કર્તા આરતી ઉતારે સેવક; આરતી ઉતારે સેવક ભવના દુઃખ હરતા ધન ધન ધન અંબે. ૧ આદ્યશકિત તું આપ, તખતપર, ગાજે, મા તખતપર ગાજે; સજ્યા સોળે શણગાર સજ્યા સોળે શણગાર સિંહપર બિરાજે ધન ધન ધન અંબે ૨ ધન દિવસ મા આજ, થયું તારૂં દર્શન મા થયું તારૂં દર્શન સફળ થયો જન્મારો, સફળ થયો જન્મારો, કરૂં તમને વંદન. ધન ધન ધન અંબે ૩ ગનનન બાજે ઘંટ ઝાંઝરને ઝમકારે મા ઝાંઝરને ઝમકારે, નોબતવાગે ગીર ગીર તાલ નોબતવાગે ગીરગીર તાલ શોભા અપારે ધનધનધન અંબે. ૪ અખંડ ભોવનના ઈશ તમે છો માતા મા તમે છો માતા, અનેક નામે એક તું ચંડી માતા ધનધનધન અંબે ૫ યુદ્ધ કીધું સુંભ સાથે, લડતી શકિત બહુ રણમાં, મા લડતી શકિત બહુ રણમાં સુંભ વચનથી ખેંચી શુંભ વચનથી ખેંચી કીધું આક્રમણ. ધનધન અંબે. ૬ થઈ એક રૂપ યુદ્ધ કરીને સુંભના લીધા પ્રાણે; મા સુંભના લીધા પ્રાણે દેવતાને રાજ આપ્યા દેવતાને રાજ આપ્યા; થયા અંતર ધ્યાને, ધન ધન ધન અંબે ૭ તું સોહંમ સોહંમ સુનકાર, સચરાચર વ્યાપી મા સચરાચર વ્યાપી, અમીચંદ કહે તારો; અમીચંદ કહે તારો સુંદરી મા આપી ધનધનધન અંબે. ૮

